# બૉમ્બયુગ

નું

# બંગાળા.

'ગાંડીવ'
સાહિત્ય મંદિર,
૧૮૦–કેળાંપીઠ,
સુરત.

૧–૦–૦

ગાંડીવ સાહિત્ય વાટીકા—૧

# બૉમ્બયુગ
## નું
# બંગાળા

(શ્રી બારીન્દ્ર ઘોષની આત્મકથા તથા બંગાળાના
(વિપ્લવયુગનો ચીતાર આપતા બીજા અનેક
લેખો, જીવનકથાઓ, ઇતિહાસ વિગેરે.)

પ્રગટકર્તા—
ગાંડીવ સાહિત્ય મન્દિર
૧૮૦—કેળાંપીઠ
સુરત.

## પ્હેલાં આ—

સ્વદેશસેવા, કુરબાની અને સ્વતંત્રતા

ની

ધગશ

આજે કરોડો હૈયામાં

સળગી ઉઠી છે.

રાષ્ટ્રીય ઉત્ક્રાન્તિના એક અંકોડા

સમી

સ્વતંત્રતાદીપકનાં પતંગીયાંઓની

આ કથા

તેમના ઉપભોગ અને પ્રોત્સાહન

કાજે

પ્રગટ કરી.



# આમાર દેશ.

બગ આમાર, જનની આમાર,
    ધાત્રી આમાર, આમાર દેશ.
કેન ગો મા તોર શુષ્ક નયન,
    કેન ગો મા તોર રૂક્ષ કેશ!
કેન ગો મા તોર ધુલાય આસન,
    કેન ગો મા તોર મલિન બેશ!
સપ્ત કોટિ સન્તાન જાર,
    ડાકે ઉચ્ચે આમાર દેશ.

કોરસ—

કિસેર દુઃખ, કિસેર દૈન્ય,
    કિસેર લજ્જા, કિસેર ક્લેશ!
સપ્ત કોટિ મિલિત કણ્ઠે
    ડાકે ઉચ્ચે આમાર દેશ.

ઉદિલ જેખાને બુદ્ધ—આત્મા
મુક્ત કરિલ મોક્ષદ્વાર,
આજિ ઓ જુડિયા અર્દ્ધ જગત્
ભક્તિ—પ્રણુત ચરણુ તાર !
અશોક જાહાર કીર્તિ છાઇલ,
ગાન્ધાર હ'તે જલધિ શેષ,
તુઇત ના મા ! ગો તાદેર જનની ?
તુઇત ના મા ! ગો તાદેર દેશ ?

કોરસ—

કિસેર દુઃખ ઈત્યાદિ.

એકદા જાહાર બિજય—સેનાનિ,
હેળાય લંકા કરિલ જય,
એકદા જાહાર અર્ણુબ પોત.
ભ્રમિલ ભારત સાગરમય;
સન્તાન જાહાર તિબ્બત ચીન
જાપાને ગઠિલ ઉપનિવેશ
તાર કિ સાજે ગો ધુલાય આસન.
તાર કિ સાજે ઓ છિન્ન બેશ ?

કોરસ—

કિસેર દુઃખ ઈત્યાદિ.

ઉદિલ જેખાને સુરજ મન્દ્રે
નિમાઇ કણ્ઠે મધુર તાન,
ન્યાયેર બિધાન દિલ રઘુમણિ,
ચણ્ડિદાસ ગાહિલ ગાન!
યુધ્ધ કરિલ પ્રતાપાદિત્ય,
તુઈ ના મા સેઇ ધન્ય દેશ!
ધન્ય આમાર, જદિ એ શિરાય
થાકે તાદે રકત લેશ!

કોરસ—

કિસેર દુઃખ ઇત્યાદિ.
જદિ ઓ મા તોર દિવ્ય આલોક,
ઘેરે આછે આજિ આન્ધાર ઘોર,
કેટે જાબે મેઘ, નવીન ગરિમા
ભાતિબે આબાર લલાટે તોર?
આમરા ઘુચાબ મા! તોર કાલિમા!
માનુષ આમરા, નહિ ત મેષ!



## એજન્ટો

યુગધર્મ કાર્યાલય, ભદ્ર, અમદાવાદ

વર્ધમાન સન્સ, પાયધૂની, મુંબાઇ

ત્રિભુવનભાઇ ઇશ્વરભાઇ, આમોદ

દોલતરાય ગુલાબભાઇ, નવસારી

ગુજરાતને ગામડે ગામડે રાષ્ટ્રીય ભાવનાવાળા અમારા પુસ્તકોનો પ્રચાર વધારનારા એજન્ટોની જરૂર છે પ્રત્યેક વાંચકને આવા એજન્ટો મેળવી આપવા અરજ છે. મહેનતનો પૂરતો બદલો આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે. આજેજ લખો.

બોમ્બયુગનું બંગાળા.



શ્રી. બારીન્દ્રકુમાર ઘોષ.

ફીનીક્ષ પ્રિ. વર્ક્સ, અમદાવાદ.

# બૉમ્બયુગનું બંગાળા

અથવા

## હું આન્દામાન કેમ ગયો ?

( બારીન્દ્રેર આત્મ-કાહિણી-
-ધરપાકડેર યુગ. )

લખનાર-

**શ્રી બારીન્દ્રકુમાર ઘોષ**

## ૧. ગુરૂ પ્રાપ્તિ.

કોણ જાણે શાંયે આકાશકુસુમ વિણવાને હું જન્મ્યો હઇશ?– ગમે તેવાં આદરેલાં કામ પાર પાડતાંયે મને કદિયે મનભર સંતોષ થયો નથી!– સારો દેશ જ્યારે આનંદથી, શાંતિથી અંધ નિદ્રાનો ઉપભોગ કરી રહ્યો હતો, ત્યારે, પ્હેલવ્હેલો બંગાળામાં બેચાર મારા જેવાજ, સાહસિક મરણિયા નૌજવાનો સાથે હું રાજકારણ પરત્વે જાગેલો. જાગીને મા ભારતીની સ્વતંત્રતાના મુકુટથી શોભતી રાજરાણી સમી જે મૂર્તિ મેં જાગ્રત સ્વપ્ને ભાળી હતી, તેજ મનોમોહક પ્રતિમા આજે અખિલ ભારતની આરાધ્ય દેવી થઈ પડી છે. પણ તે વેળાયે, દુઃસાધ્ય કાર્યને માથે લેનાર અમે મુઠ્ઠીભર માણસોએ માત્ર ભાવનાને રંગે, કલ્પનાને પ્રભાવે હ્રદયમાં એ મૂર્તિને ચીતરી હતી. કોઈ પણ વિનાના સાધન સહાય વિના, ભાથા કે સાથ પ્રંગાથ વિનાની મુસાફરી પેઠે અમે માતાની સ્વતંત્રતાના માર્ગમાં જીવન અર્પણ કર્યું હતું. નિસ્વાર્થી મરણિયા, પ્રાણવાન કાર્ય-

કર્તાઓને એક એક કરતાં ચૂંટીને ભેગાં કરવાનું કામ મુખ્ય હતું. પણ તે કામ કરતાં યે અમને કંઇ સંતોષ ન થયો. ઈ. સ ૧૯૦૨માં અમારા પ્હેલવ્હેલા "કાવતરા"નું બીજારોપણ થયું. એમ કહી શકાય કે અસંતોષની એ વૃત્તિને કારણેજ ઈ.સ. ૧ ૦૬ની સાલમાં દેશભરમાં સ્વદેશીની હિલચાલનું જે રેલમછેલ મોજું આવ્યું હતું તેમાં અમારા કાર્યની એકાગ્રતાને હાનિ પ્હોંચવા છતાં તે નષ્ટ થયું નહિ. ન મળે એવું મેળવવાની વૃત્તિમાં એ દિવસોની અસર તણાઈ ગઈ. પણ ધીરે ધીરે અમને લાગ્યું, કે ઈશ્વરી જ્ઞાન અને શક્તિ મેળવ્યા વિના. સાધારણ મનુષ્યથી આ કાર્ય–આ યજ્ઞ કદિયે પૂર્ણ નહિ થાય. આથી માનવીને મહાન અને ઉન્નત કરે એવી સામગ્રીની આશાએ ગુરૂ ખોળવાને માટે હું બ્હાર પડયો.

અમારા કુળનાં બીજાં કેટલાંક ખાસ લક્ષણમાં ધર્મની પ્રીતિ નો પણ સમાવેશ થતો. મારા દાદા (માના બાપ) શ્રી રાજનારાયણ બસુ ઋષિ રાજનારાયણને નામે ઓળખાતા. જે કોઈ સુશિક્ષિત બંગાળીઓ દેવધરે જાત્રા કરવા જતા તેઓ "બાબા વૈદ્યનાથ"ના દર્શન કર્યા બાદ આ બુઢ્ઢા જીવતા શિવજીની મૂર્તિને એકાદ વાર પણ નિરખ્યા વિના પાછા કદિ ન ફરતા. બાર વરસની ઉમ્મરથી તે અઢાર વરસનો થયો ત્યાં સુધી–છ વરસનો કાળ આવા ભક્તરાજ ની સોબતમાં રાત દહાડો ગાળવાથી, અજાણ્યેજ મારી જીવનગતિએ પલટો ખાધો હતો. મારી કિશોરાવસ્થાના એ કાળમાં કોઈક કોઈક દિવસ શ્રી ઇન્દુભૂષણ રાય પોતાની રચેલી રસલીલાની ચોપડી અને પોતાની દિલરૂબા (વીણા) લઇને દેવધરને અમારે ઘેર આવતા. એટલી બાલ્યાવસ્થામાંયે તેનાં અદ્વૈત પ્રેમનાં અલંકારવિહોણા સંગીતે

મને પાગલ બનાવી મૂકયો હતો.

બંધૂયા રે
છેંડા ન્યાંકડાર પૂંટૂલી તુઇ મોર
તોરે બુકે કોરિ આમિ પાગલિની તોર
તોરે બુકે કોરિ જાઈ યથાય તથાય
ટલે ના પાગલ મન કોન ભાવનાય રે
વાટ હાટ માઠ ઘાટ તરૂતલ પાઇ
તોરે બુકે માથા રેખે નિશ્ચિંતે ઘુમાઇ રે
કેડે નિતે ચાય કેહ ફેલે દિતે બોલે
પાગલી બાંચિવે કેન ઓ ધન ના હ'લે રે

મારા વ્હાલમ ! તુંજ મારૂં ફાટાં ચીંથરાનું બચકું છે–તને કેડે લઇ હું પાગલિની ફરૂં છું. જ્યાં જાઉંછું ત્યાં તને મારી સાથે લઈ જાઉં છું–બીજું કશું મારા દિવાના બનેલા હૃદયને સૂઝતું નથી, હાટે, વાટે ઘાટે, ઝાડોની ઘટાંમાં તારી ઉપર મારૂં માથું મૂકી હું નિશ્ચિંત સૂઇ જાઉંછું. કોઇ લેવા ઇચ્છે કે ફેંકી દેવા કહે તો કહુંછું, તુંરૂપી ધન વિના આ દિવાનીથી શે જીવાય?

હજીયે–આ ક્ષણેયે આ સંગીતની અનંત મધુરતા સમસ્ત હૃદયમાં ગુંજારવ કરી મૂકે છે. અરે ! આટલાં આટલાં રાજસિક કર્મોની ધમાલમાંયે આ એકાકી સૂરમાલા સતત જાગ્રત રહી છે ! !

મારૂં જીવન ભક્તિમય થવાનું બીજું પણ એક કારણ છે;

બંગભંગ પછી અમારામાંની એક મહાન વ્યક્તિએ "ભવાની મંદિર" નામની એક નાનકડી ચોપડી લખેલી. તેનો ભાવાર્થ એ હતો, કે એકાન્ત પહાડની ગુફામાં શ્રી ભવાની મંદિરની સ્થાપના થશે અને એ સ્થળે સાધના કરીને શક્તિમાન બનેલા સંતોની સહાયથી ભગવતી દેશને ભક્તિયજ્ઞની દીક્ષા આપશે. બસ ! મને પાગલ કરવાને જેટલું બાકી હતું તેટલું ભવાની મંદિરે પૂરૂં કર્યું ! પુસ્તકની શૈલી જેટલી જોરાવર, તેટલોજ વિષય પણ પ્રાણપ્રેરક હતો—એથી તુરતજ એના નિશામાં હું મારૂં ભાન ગુમાવી બેઠો.

ઇશ્વરનો પંથ બહુ કુદરતી–સાહજીક છે. દુર્લભ છે, કઠણ છે, તલ્વારની ધાર કરતાંયે વધુ તીક્ષ્ણ છે—છતાંયે સહજ છે. પણ માનવી હજારો જાતની વાસનાઓના ચક્રરમાં ફસાઇને એ માર્ગને—એ સ્હેલા માર્ગને વિકટ અને મુસ્કેલ બનાવી મૂકેછે. બાલ્યાવસ્થામાંજ એ "પરમ ધન"ને સ્હેલાઇથી મેળવવા છતાંયે સુખી નથી થવાતું. પછી ઇચ્છા થાય છે ત્યારે એ માર્ગમાં જવું અશક્ય બને છે, જીવનની કંઇયે ગલીકૂંચીઓમાં ભટકવું–અટવાવું પડે છે–પોતાની વૃત્તિની ઉત્કટતાની પરીક્ષા રૂપે કંઈ કંઈ અગ્નિપ્રવેશ સમી ભારે કસોટીઓમાં ઉતરવું પડે છે.

વડોદરામાં રહેતી વખતે મેં સાંભળ્યું હતું કે નર્મદા નદીને કાંઠે ચાંદોદમાં બ્રહ્માનંદ નામે એક સિદ્ધ યોગી રહે છે ગુરૂની ભાળમાં હું બ્હાર પડયો ત્યારે આ બ્રહ્માનંદજીએ તો લીલા વિસ્તારી હતી, પરંતુ તેનો શિષ્ય કેશવાનંદ તેનો મઠ ચલાવતો હતો. હું આ કેશવાનંદને મળવા માટેજ નીકળ્યો હતો. મારી સાથે ઉપેન (ઉપેન્દ્ર) હતો. આગગાડીમાં તે વેળાએ મારા મનમાં જે ભાવો

રમી રહ્યા હતા તે હજુયે મને સાંભરે છે. સામે અજ્ઞાત લાંબો જીવનપંથ મ્હોં વિકાસી પડયો હતો. જરાયે મને તે વેળા ખ્યાલ ન્હોતો કે મારી એજ મુસાફરી ખરેખરી મુક્તિપંથની યાત્રા હતી—મને તલભાર પણ ભાન નહતું કે એજ દિવસથી મારૂં જીવન-ચક્ર આવી રીતે ફરી જશે!

પણ બ્રહ્માનંદને આશ્રમે જવામાં તો ભારે નિરાશાજ મળી. ગુરૂ ખોળવા જતાં તે તો કંઈ મળ્યા નહિ. અહિંયા તો એક સાધુવેશધારી પણ તત્વજ્ઞાનથી અજાણ્યા શુષ્ક જ્ઞાનીની સાથે મેળાપ થયો. નર્મદા નદીનાં જલપૂરમાં શબાસન કરીને ઉભો રહી રોજ તે આખા પાતંજલ યોગસૂત્રનો પાઠ કરતો કોઇકિવાર શ્રોતા મળી આવે તો, "યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ" પર લાંબાં ટાહેલાં જેવું ભાષણ આપતો. ચોરાશી આસનોની કસરતથી લોકોને આશ્ચર્યમાં ગરકાવ કરનારૂં સરકસ ચલાવી વાહ વાહ પોકરાવતો; શ્વાસનું રૂંધન કરી ભગવાનની આપી જીભને ગળામાં દાખલ કરી બતાવી, ભારે મહેનતથી પોતાની સાધુ—સંત તરીકે ગવાયેલી કીર્તિને ટકાવી રાખતો. અનંત સ્વરૂપ ઇશ્વરના વૈકુંઠને અને તેની આ "ધરમની દૂકાન"-ને બાર બાર ગાઉનાં છેટાં હતાં. ઇશ્વિરના સ્વરૂપ વિશે પૂછતાં ઉડવા-ઉડવી કરી જેમ તેમ બિચારાને આબરૂ બચાવવી પડતી. આવું જોઈ સ્હેલાઇથી નિરાશ થઇ જાય એવો ઉપેન્દ્ર તો આશા તજી દેશમાં પાછો ફર્યો. હું પણ એક રીતે હતાશ તો થયોજ—છતાંયે મનને જેમ તેમ વાળી આસનો શીખવાનો વિચાર કરી તેની પાસે રહ્યો.

એના મઠ સામે એક નાનકડી વેદ-પાઠશાળા હતી. એ પાઠશાળાની વ્યવસ્થા એક બ્રહ્મચારીને માથે હતી. બ્રહ્મચારી જુવાન હતો.

બહુ પ્રયત્ને પણ તેને હજુ ઇશ્વરની ભાળ લાગી ન્હોતી. તેણે મને ખાનગીમાં- કાનમાં કહ્યું, "બાપુજી એની પાસે કશુંયે નથી. ભાગી જવામાંજ માલ છે"—છતાંયે હું રહ્યો.

એવી પરિસ્થિતિમાં લંગોટ પ્હેરી એક એકાંત ઓરડામાં નીચે માથું ઉપર પગ એમ વૃક્ષાસનનો મહાવરો હું કરી રહ્યો હતો, તેવામાં એક વ્યક્તિએ ત્યાં પ્રવેશ કર્યો. મેં તેને કહ્યા કર્યા વગરજ તે પોતે થઇને, મને એ આસન સાધવામાં મદદ કરવા લાગ્યો. ઇશ્વરના દર્શનની લાલસાથી આમથી તેમ ગુલાંટ ખાતાં થાકીને પરસેવાથી તરબોળ હાંફતો હાંફતો હું બેઠો થઇ ગયો, અને જોવા લાગ્યો તો એ વ્યક્તિની પ્રભાવશાળી મુદ્રા મારી નજરે પડી. વિરાટ શરીર, ગોરૂં વદનમંડળ, ભૂરી સુન્દર આંખો! પગમાં એના ચામડીઓ હતી, માથે ભારે, મોટી પણ સાદી પાઘડી. પોશાક ટાપટીપ વગરનો પણ ઉપરથી તે નીચે સુધી, સ્વચ્છ અને નિર્મળ હતો. સમસ્ત દેહલતા પર એક પ્રકારની અવર્ણનીય પ્રભા ઝળકી રહી હતી. એને તો એની ઓળખાણ પૂછવાનીયે તે વેળા મારી હિમ્મત ન ચાલી. એના જવા બાદ પેલા બ્રહ્મચારીને પૂછતાં જણાયું કે વેદ પાઠશાળામાં શિક્ષક તરીકે એમણે આવવું એવી ગોઠવણ હતી; પરંતુ તેમણે આજે આવીને કહી દીધું, કે અહિં કામ કરવાનું તેમને ફાવે તેવું નથી. એમાં તો કહેવાપણું હતુંજ નહિ. જે મનુષ્યમાં કંઇ પણ પોતાપણું કે પ્રતિભા હોય તેને આ સ્થળે "ગુરૂજી" ના હાથ તળે રહેવું ફાવે તેવું હતુંજ નહિ.

તે વેળાએ મારૂંયે હૃદય સ્વદેશકાર્ય તરફ ઢળવાને મને ખેંચી રહ્યું હતું. નર્મદા નદીને તીરે આવા એકાન્ત, નિર્જન મઠમાં બેસી

રહેવું એ મારાથી કેમ સહેવાય? ચારે બાજુ, નાના મોટા પહાડો, ટેકરાઓ, રૂપેરી નર્મદા નદીનો લિલોતરીમય કિનારો, ખેતરોમાં ફરતાં હરણુંનાં ટોળેટોળાં અને હોડીમાં બેઠેલા જાત્રાળુઓનો "જય નર્મદે"નો ધ્વનિ! વાતાવરણ તો શાંત અને સુંદર હતું! પણ અશાંત માનવી આવી શાંતિ કેમ સહન કરી શકે? બેએક દિવસ રહી બેએક માઇલ દૂર આવેલા તળ–ચાંદોદમાં આવ્યો, ત્યાંથી પાસે રેલ્વે સ્ટેશન હતું. એ રેલ્વે પરજ આવેલા એક સ્ટેશનના ગામમાં મારી ઓળખાણનો એક બ્રાહ્મણ–ગાયકવાડના નાયબ સૂબા તરીકે કામ કરતો હતો. આગગાડીમાં બેસી તેને મુકામે હું આવી પ્હોંચ્યો ત્યારે બાર વાગ્યા હતા. તે વેળાએ એ તો કોરટ ગયેલો હતો.

ઘરમાં જઈ જોઉં છું તો ત્યાં પેલોજ ગૌર વદનમંડળવાળો પ્રભાવશાળી પુરૂષ એક ખુરસીપર બેઠેલો હતો. અમે બન્ને અજાયબી પામ્યા. પરસ્પર કુશળસમાચાર પૂછાયા બાદ તેણે સવાલ કર્યો,"તમે બંગાળી બાબુ આ પ્રદેશમાં કેમ ફરો છો?"

મેં કહ્યું, "હું ગુરૂ શોધું છું."

તેણે પૂછ્યું "શા માટે?"

"મેં એક ભારે, મુશ્કેલ પ્રતિજ્ઞા કરી છે તે ઇશ્વરની કૃપા વિના પાર નહિજ પડે એમ મારી ખાતરી થઈ છે."

તેણે જણાવ્યું "હું સઘળુંએ જાણું છું."

તેણે મને અમારા ગુપ્તમંડળની ઘણીએક વાતો કહી બતાવી. તેણે એમ પણ જણાવ્યું કે પોતે એ મંડળની મહારાષ્ટ્રીય શાખામાં એકવાર હતા, પણ હવે છોડી દીધી છે. પછી તરત બોલી ઉઠ્યા, "ગુરૂ જોઇએ છે?–આવો હું તમને સાધના બતાવું." હું તો

આશ્ચર્યથી અવાક્ બની ગયો ! આ, આવો ઘરડો માણસ ! જાતે થઇને મને મંત્ર-દીક્ષા આપવા ઇચ્છે છે !! મેં પૂછ્યું, "તમને ઇશ્વરી જ્ઞાન થયેલું છે ?"

તેમણે જવાબ આપ્યો, "જરાતરા જાણું છું. તમારે જે જોઇતું હશે તે હું આપી શકીશ."

"ક્યારે આપશો ?"

"હમણાંજ."

"ત્યો ત્યારે, હું તૈયાર છું."

તેઓ મને એક એકાન્ત ઓરડાનાં લઇ ગયા. ઓરડાનું દ્વાર બંધ કર્યું. અંધારામાંજ બંન્ને સામસામા જૂદી જૂદી બેઠકપર બેઠા. તેમણે કહ્યું, "આંખો મિંચી દો, ઉઘાડશો મા. કલ્પના અને વિચાર સર્વ બંધ કરો."

લગભગ પન્દર મિનિટ પછી તેમણે આંખ ઉઘાડવાને કહ્યું. જોઉછું તો તેજ પ્રમાણે સામસામા અમે બે બેઠેલા હતા. તેમણે પૂછ્યું, 'કંઇ અનુભવ થયો કે ?'

મેં કહ્યું, "ના, મને તો ઉંઘ આવી ગઈ હતી."

તેમણે જણાવ્યું "હજુ બરાબર ભાવના નથી. ધીરે ધીરે આવશે."

હું મુંગોજ રહ્યો. થયું તો કંઇ નહિ અને કહે છે કે થશે. એમનુંજ નામ વિષ્ણુ ભાસ્કર લેલે!

રવીંદ્ર બાબુએ ગાયું છે કે "ખાંપા ખૂંજે ખૂંજે મરે પરશ-પાથર." પાગલ-દિવાનો, પારસમણિની શોધમાં દેશદેશાન્તરે ઘૂમતો. અસ્વચ્છિત ઘૂસર હાથમાં આગ્ગે, કમરે બાંધેલી લોખંડની સાંકળાને

લગાડી જોતો. અનેક દિવસો વહી ગયા. શોધ વ્યર્થજ ગઇ. નિરાશ થવાને હરહમ્મેશ ટેવાયેલો દિવાનો બાપડો સાંકળ તરફ નિરખવાનું-જોવાનુંયે વિસરી ગયો. અચાનક એક દિવસ નજર પડતાં ચમકયો-કોણ જાણે કયી સુધન્ય પળે કોઇક પારસ પત્થરના સ્પર્શ વડે તેની લોખંડી સાંકળ સોનાની થઇ ગઇ હતી! અફસોસ! બેકાળજીથી તેણે પારસમણિ ખોયો-અરે આંખે નિહાળ્યોયે નહિ!!-

આ પરમ શક્તિશાળી પુરૂપની સોબતનો લાભ મને એ દિવાના પેઠેજ થયો. અચાનક દૈવવશાત્ જેમ દિવાનાની લોખંડી સાકળ કંચનમય બની ગઇ હતી તેમ અનાયાસેજ મને તે પારસમણિનો સ્પર્શ થયો અને...

લેલેજીના પરિચયથી મારી અનેક કાણાંઓ-છિદ્રોને લીધે ડૂબું-ડૂબું થઇ રહેલી હોડલી આખરે જાણે કિનારા તરફ પ્રયાણ કરવા લાગી.



## ૨. સાકરિયા સ્વામી.

વેપાર તો બહુ રૂડો! આટલી બધી વાર આંખ મિચાવી રાખી, ત્રાસ આપ્યો, અને પછી કહેછે "અનુભવ થશે." તોયે ઠીક છે. આપણે વિચાર્યું-કહ્યું, "થવાનું હોય તે થાય, જોઇ લઇશું. હમણાં તો મને આગળ મંત્રદીક્ષા આપો"

જેમની સાથે આ પ્રસંગ બનેલો, તેમનું નામ ી વિષ્ણુ ભાસ્કર લેલે હતું એતો હું કહીજ ગયો છું. જાતે દક્ષિણી બ્રાહ્મણ, રહેવાસી જયપૂરના. આવા શ્રીયુત લેલેજી હસીને બોલ્યા, "સાધના તો મળી. પણ મંત્રને લઇને શું કરશે? " હવે એને શું કહેવું? મને તો તે વેળા એકજ ઝંખના હતી કે સ્વદેશને અર્થે ઇશ્વરના નામનો ઉપયોગ કરવો. એટલા માટે મને રીતસરની દીક્ષા, આડંબરી વેશ, ભગવાં, અને રૂદ્રાક્ષ જોઇતાં હતાં. તેના વિના કેમ ચાલે? મેં કહ્યું, "હું બ્રહ્મચર્યની દીક્ષા લેવા તૈયાર છું"

લેલેએ કહ્યું, "હું તો સંસારી માણસ છું. મને દીક્ષા આપવાનો અધિકાર નથી. સાધનામાં પ્રવેશ કરાવી શકું ખરો."

મેં પૂછ્યું "કેશવાનંદ પાસે લઉં તો"? સ્હેજ વિચારમાં પડી જતાં તેમણે કહ્યું " ના. એ કંઈ સાધક નથી, સંન્યાસી વેશધારી છે. તું તારે સાકરિયા સ્વામી પાસે દીક્ષા લે. તેયે સાધક તો નથી. પણ ત્યાગી અને સાચા સંન્યાસી તો છેજ."

ચાલો પાછા ચાંદોદ! ચાંદોદમાંજ સાકરિયા બાબાનો આશ્રમ હતો, એટલે પાછા મારે ત્યાં જવું પડ્યું. હું પ્હેલાં એજ સ્થળે થઈને પસાર થયેલો ત્યારે તેઓ આશ્રમમાં હતા નહિ. આખા વરસના ખરચને માટે પૈસા ભેગા કરવા સારૂ બ્હાર ગયેલા હતા. આ વખતે તો તેઓ હાજર હતા; પ્રણામ નમસ્કાર વિગેરે કરી આપણે તો સીધી દીક્ષા લેવાની વૃત્તિ જાહેર કરી દીધી.

એટલું તો કહેવુંજ જોઈએ કે લેલેજી કરૂણાના અવતાર તો ખરાજ. નહિ તો મારા જેવા ઘેલા, અહંકારી, અશુદ્ધ મનુષ્યને લેલેના જેવો સાધક પોતે થઈને આવું અમૂલ્ય દાન દે?—સાકરિયા સ્વામીને ત્યાં જવા નીકળ્યો ત્યારે લેલે મને સ્ટેશન પર મૂકવા આવેલા, અને આખા રસ્તા પર પરમ પ્રેમપૂર્વક મારો હાથ એમણે ઝાલી રાખેલો અને મારી સાથે વાતો કરેલી. મુક્ત સાધકનો એ હેતભર્યો નિઃસ્વાર્થ પ્રેમ, મારે માટે તેનો આકુલવ્યાકુલ ભાવ, મારાથી કદિયે નહિજ ભૂલાય! હું મળ્યો, તે જાણે કોઈક ઘણાં દિવસનું ગુમ થયેલું પ્રાણ સમોવડ વ્હાલું પ્રિયજન ન મળ્યું હોય!

એજ મુજબ સાકરિયા સ્વામીનું પણ. મને જોતાંવારજ તેમનો મારા પર પ્રેમ ઉભરાઈ ગયો!

સાકરિયા સ્વામીનું મૂળ નામ વિશ્વેશ્વરાનંદ સ્વામી. ઉમ્મર સાઠેકની આસપાસ હશે. ગૌર ઉર્જ્વલ ભારેખમ શરીર. હસમુખો,

કાન્તિમય ચહેરો, ભગવાં વસ્ત્રોથી શોભાયમાન શરીર. માથું મુંડાવેલું હતું, હાથમાં દંડ હતો, અને ખાંધે મિસરી સાકરથી ભરેલી એક ઝોળી હતી. જુવાનીમાં સત્તાવનના બળવા વખતે એમણે ઝાંસીની પ્રખ્યાત રાણી લક્ષ્મીબાઇના હાથ તળે એક ઇંગ્રેજ ટૂકડીની સાથે જંગ ખેલેલો. રાણીજીના છેલ્લા દિવસો વિષે અનેક વાતો-(પ્રસંગો)મેં એમને મુખે સાંભળી છે. મહારાણીના મૃત્યુ બાદ પોતાને હાથે તેનો પવિત્ર દેહ ચિતા પર ખડકી અગ્નિસંસ્કાર કરી હૃદયની બળતરામાં તેમણે સંન્યાસ લીધેલો. તેમણે કહ્યું "અત્યારે તો શકુન નથી. ઉત્તરાયનનો કાળ છે. મંત્રદીક્ષા તો બાજુએ રહી, પણ કોઇ પણ સારૂં કામ થઇ ન શકે." હસતાં હસતાં ઝોળીમાંથી સાકર કાઢીને મને ખાવા આપી. નાનાં મોટાં, સ્ત્રી પુરૂષ સૌ કોઇને સાકર ખાવા આપવાનો તેમને એક વ્યાધિજ લાગૂ પડેલો હતો અને તેને પરિણામેજ તેમને સાકરિયા સ્વામી કહેતા. એમના મઠનો વાર્ષિક ખરચ માત્ર રૂા. બાર હજાર હતો! સ્વામીજી એકાદ વાર રૂપિયાની ઉઘરાણીએ નીકળતા, કોઈક ગુજરાતી શેઠિયાને ત્યાં ચઢાઈ લઇ જઈને ગમે તેમ પૈસા કઢાવી લેતા. પછી આશ્રમે આવી મહામહેનતે કઢાવેલો પૈસો બે દિવસમાંજ એકાદ ભોજનસમારંભ કરી નાનાંમોટાંને ખવડાવી દેવામાં વાપરી નાંખતા. એ દિવસમાં આશ્રમને રસ્તે ચઢેલા કોઈનીયે મગદૂર નહિ-પછી તે રાજા હોય, યા મોટો શહેનશાહજાદો હોય-કે તેની પાસેથી મિઠાઈ ખાધા શિવાય નાશીને છૂટી જઈ શકે. પ્રયત્ન કરે તો બાવાજી તેમને પકડી ગિરફ્તાર કરી આશ્રમમાં ગોંધી રાખતા. આટલી મહેનત કરી, દુઃખ વેઠી આ પૈસા ભેગો કરવો શો, અને તેને આ પ્રમાણે બે દિવસમાં ઉડાવી દેવો શો? એક ભગવાન જાણે એનો

અર્થ, અને બીજો જાણે આ અદ્‌ભુત મનુષ્યનો અંતરાત્મા! તે પછી રોજના દશ પન્દર સાધુ-સંતોની સેવા વિગેરે મઠના ખરચ માટે જે જોઈતું, તે અનાયાસે વણમાંગ્યુંજ આવી મળી રહેતું.

મને ઝોળીમાંથી સાકર ખાવા આપી સાકરિયા સ્વામીએ પ્રેમાળ સ્વરે કહ્યું, " બેટા, અકાળે મંત્ર ના દેવાય, હોં ! "

મેં કહ્યું, " તો તો હું પાછો ચાલ્યો જાઉં. મને વાટ જોવાની ફુરસદ નથી. "

સાકરિયાએ કહ્યું, " ના, ના, રહેતો ખરો, જોઈશું. "

પછી આમનેમ ખૂબ બ્રાહ્મણ જોશીડાને ઘેર ફરીને, પોથાં થોથાં ખોલાવીને તાણીતોડીને જોતાંયે અકાળે દીક્ષા દેવાની કોઈ વિધિ ન મળી શકી ત્યારે સાકરિયા બાબા હસતાં હસતાં પાછા ફર્યા, અને મારી પીઠ ઠોકીને બોલ્યા, " આજે તો મારે આશ્રમે રહેજે. કાલે હું તને દીક્ષા આપીશ. પછી કોઈ સારો દહાડો જોઈને તેનું અનુષ્ઠાન વિગેરે કરવાનું થઈ રહેશે." બીજે દિવસે નર્મદામાં સ્નાન કર્યાં બાદ "ઓમ્ હ્રીં ત્રિં" ઇત્યાદિનો એક લાંબો શક્તિમંત્ર કાનમાં ફુંકાવીને બે પ્હોર વીતતાં સીધો હું બંગાળા તરફ જવા નીકળ્યો. નીકળતી વખતે સ્વામીજીના આશીર્વાદ લેતાં મેં જોયું—તેમની આંખોમાં અશ્રુબિન્દુ ચળકી રહ્યાં હતાં! તેમણે ખાંધ પરનું ભગવું ઉત્તરીય બતાવી કહ્યું, "આ લઈ જઈશ?" મને ઇચ્છા ન થઈ. કોણ જાણે કેમ, પણ આટલા લાંબા કાળના સાધક, એવા સ્વામીનું ભગવું વસ્ત્ર લેતાં હું અચકાયો–મારી જીભ ન ચાલી. સ્હવારે, મંત્ર આપતી વેળાએ બાબાએ ઉપદેશ આપેલો કે, માંસ, મચ્છી, કાંદા વિગેરે ઉત્તેજક પદાર્થો તજી દેવા. બીજે પ્હોરે જમતી વેળા મને પાછળ

બોલાવીને પ્રેમપૂર્વક મારે ખભે હાથ નાંખીને પૂછે છે, " બેટા, પ્યાજ ખાઓગે ? મેરી કોટરીમાં છિપાયકે ભૂજવાય દે ? " સર્વત્યાગી મુક્ત પુરૂષનંયે આવાં હૃદયનાં બંધન જોઈ મારી આંખો ભિંજાઈ.

માણિકતોલા બાગાન તરફ મને જે ભારે આકર્ષણ થઇ રહ્યું હતું, તેને વશ થઇને તેજ દિને હું ચાંદોદથી તે તરફ ઉપડયો. તે વેળાએ મારો એક પિછાનવાળો થાણામાં ઉંચી પદવીનો અમલદાર હતો. તેને ત્યાં મેં બેએક રાત ગાળી હતી. લેલેએ કહ્યું હતું કે "એકાંત ઓરડામાં બારણું બંધ કરી ઇષ્ટિદેવતાનું સાન્નિધ્ય કલ્પી સપ્રેમ ધ્યાન કરવું. એમ કલ્પવું કે આપણો હાથ સ્પર્શી શકે, એટલા પાસે સાક્ષાત ઇષ્ટિદેવ ઉભા છે." એવું કરવા જતાં પ્હેલે દિવસેજ સાધનાનો મને એવો અદ્‌ભુત અનુભવ થયો કે બ્હીકથી મારાં રોમાંચ ખડાં થઈ ગયા. અને હું એકદમ ઘરમાં દિવાનખાનામાંજ દોડી ગયો. આથી તો શોરબકોર ભારે થયો, પણ મેં ગમે તેમ યુક્તિપ્રયુક્તિથી વાતને ઢાંકી દીધી. તે પછી લેલેજીની ફરી એકવાર મુલાકાત લઈ " સાધના " વિષે તેની પાસે સ્પષ્ટ, ખુલાસાવાર સૂચના મેળવવાની આશાથી તેમને મેં પત્ર લખ્યો અને તેઓને થાણે બોલાવી તેમની રાહ જોવા લાગ્યો, પણ લેલે કંઇ આવ્યા નહિ.

તે પછી વાંદરામાં ઓન. મિ. ભાંડારકરને ત્યાં મેં લેલે વિષે ખબર કાઢતાં સાંભળ્યું કે તેઓ મને મળવા થાણે ગયા છે. ગુરૂદર્શનથી વંચિત થઈ, બેવડા ભય, આનંદ અને શંકા વિસ્મયાદિથી વ્યાકુળ ચિત્તે હું સુજલા, સુફલા શસ્યશ્યામલા બંગ માતાની સોડમાં આવીને ભરાયો.

તે પછી 'બાગાન' માં હું રોજ ધ્યાન માટે બેસવા લાગ્યો. લીલાંછમ વૃક્ષ ફળફુલ લતાઓ મધ્યે બેસી ધ્યાન કરતાં, રોમાંચ ખડાં

થતાં; લાગતું કે જાણે સારૂંયે ચરાચર જગત સજીવ છે—સચેતન છે. એક મહા ચૈતન્ય મૂર્તિ હજાર હજાર નેત્રો વડે મને નિહાળી રહીછે. પરંતુ તે વેળાયે મારૂં ચિત્ત સ્વદેશ કાજે કંઈ પણ મહાન, પરાક્રમ આદરવા વિહ્વળ થઈ રહેલું હતું, ધ્યાનમાં બેસતાં બરાબર એકાગ્ર ન થતું.

તે વેળા કલકત્તામાં સેજદા(મોટાભાઇ)—અરવિન્દ બાબુ નેશનલ કોલેજના-રાષ્ટ્રીય મહાવિદ્યાલયના આચાર્ય હતા, અને વંદેમાતરમ નામનું છાપું કાઢતા. મેં તે વેળાએ માણિકતોલા બાગાન માં બોંબનું કારખાનું શરૂ કર્યું હતું. એથી સર્પન્ટાઇન લેનમાં તેને ઘેર મારાથી ક્વચિતજ જવાતું. ચાંદોદથી આવીને મેં તેમને લેલેજીની અદ્‌ભુત શક્તિ વિષે વાત કરી. તે સાંભળી સેજદાએ કહ્યું, કે,"તક મળતાં લેલે સાથે મને મુલાકાત કરાવી આપજે." તક તો ઈશ્વરે તુરતજ મેળવી આપી.

નસીબ સંજોગે સુરત કોંગ્રેસના દિવસો પાસે આવતા જતા હતા. શિવજીએ દક્ષના યજ્ઞનો નાશ કર્યો હતો, તેમ કોંગ્રેસને તોડી ફોડી મેદાન કરવા માટે પૂના તથા બંગાળાના ઉદ્દામપક્ષીઓ યોજના રચી રહ્યા હતા. બંગાળાના જીલ્લાઓમાંથી—તથા સારાયે હિન્દના જુદા જુદા ભાગોમાંથી ચૂંટાઇને ડેલીગેટો આગગાડીમાં બેસી સુરત તરફ રવાના થઈ રહ્યા હતા. સોનું અને સુગંધનો અપૂર્વ યોગ બન્યો—મારા જેવા " રાની બંદર " ના હાથમાંયે મશાલ મળી. મારો મશિયાઈ ભાઈ સુકુમારબાબુ એન્ટીસર્ક્યુલર સોસાયટીમાં આગેવાન સભાસદ તરીકે ભાગ લેતો. તેણે પૂછ્યા ગાછ્યા વગરજ મને એન્ટી સર્ક્યુલર સોસાયટી તરફથી ડેલીગેટ તરીકે ચૂંટાવી કાઢ્યો.

હું નરમદળ—વિનીતપક્ષ તરફથી ચૂંટાયેલો અને ઉદ્દામ—ગરમ પક્ષને પૈસે મેં અરવિંદબાબુ તથા શ્યામસુંદર બાબુ સંગાથે સુરત તરફ પ્રયાણ કર્યું.

ઘણી ખરી વાર "ઉંટડો કઇ બાજુ બેસશે" તે મનુષ્યને ખબર નથી પડી શકતી. કેમ જાણે કોઇક પડદા આડેથી પોતાનો કમલહસ્ત બહાર કાઢીને જીવન શેત્રંજના પાસા મરજી મુજબ ફેંકતું પાડતું ન હોય—અને આપણે પંજા છક્કાથી; ચાલ હારી જઇ હતા ન હતા થઇ જઇએ છીએ. તે વેળાયે થતું કે સારો યે દેશ એકકી સાથે બળવાનો ઝુંડો ઉઠાવશે અને ક્યાં તો "જયદુર્ગા" નું નામ સંભારતાં કોઇક સુન્દર સ્હવારને પ્હોરે ફાંસીને લાકડે લટકવાનું થશે. અથવા તો બંગાળની રાજગાદી પર બિરાજમાન થઇ ગવર્નરી કે સુબાગીરીની અધિકારયુક્ત પદવી ભોગવવાનું મળશે!

પરંતુ—ને વેળાથીજ વિધાતા સુરત કોંગ્રેસદ્વારા માત્ર મારૂંજ નહિ પણ અરવિન્દનુંયે જીવનનાવડું ધીરે ધીરે ભક્તિમાર્ગ તરફ વળી રહ્યો હતો. જે રાત્રિના ઉંડા અંધકારમાં અમારી વાસના રૂપી કાદવમાં ઇશ્વરભક્તિનું કમળ પૂર બ્હારમાં વિકસી ઉઠવાનું હતું તે રાત્રિ હવે ઘેરાતી જતી હતી. એક મહાપુરૂષનો રૂપાન્તરકારી સંસર્ગ પાસે આવતો જતો હતો. હું લંકાપૂરીના સિંહદ્વાર તરફ નજર રાખી સુવર્ણની શોધમાં, વાસનાભર્યો જ્ઞાનપૂર્વક પ્રયાણ કરતો હતો, પણ મારી અજાણમાં વિધાતા મારા ચરણોને પોતાના કુંજદ્વાર તરફ વાળી રહ્યો હતો. જેની આ દુનિયા છે તે પોતાની ઇચ્છા મુજબ તેને રચેછે—ભાંગેછે ઘડેછે અને મનુષ્ય આંધળા બનેલા પણ એમજ માનેછે કે જાણે

પોતનાજ ગણુગણાટને કારણે વિશ્વવાડીમાં આટઆટલાં ફૂલ છે —આટઆટલું મધુ છે. અસલ-મૂળ કર્તાને કોઈ જોઈ શકતું નથી —અસંખ્યાવધિ વેશધારીઓની ભીડમાં સર્વે રસ્તો ચૂકી ગયા છે— દિશા ભૂલ્યા છે. પરંતુ જેને તે એક વાર સ્પર્શ કરેછે તેની આંખોના પડદા ખુલી જાય છે-તે વેળાયેજ—

યા નિશા સર્વ ભૂતાનામ્,
તસ્યામ્, જાગર્તિ સંયમિ !



## ૩. સુરત પ્રયાણ.

મારૂં સુરતની કોંગ્રેસ-મહાસભામાં જવાનું ઓચિંતુ, અચાનકજ બની આવ્યું. અમારા ગુપ્તમંડળના અનેક નિયમોમાંનો એક ખાસ નિયમ એ હતો, કે કોઈ પણ કાર્યકર્તાએ કોઈ પણ પ્રકારની રાજનૈતિક ચળવળમાં કે ખુલ્લી રીતે કામ કરતી સભા, મંડળીમાં બિલકુલ ભાગ લેવો નહિ અથવા ચર્ચા કરવી નહિ. જેટલા ઓછા માણસ ઓળખે-જેટલા વધારેની નજર આડે ફરી શકાય તેટલું વધારે સારૂં. આજ કારણથી આવી મોટી સ્વદેશી હિલચાલને અંગે થતી સેંકડો સભાઓ-મિટીંગોમાં અમારામાંથી કોઇ જતું નહિ; એટલુંજ નહિ પણ પોલિસની નજર ચૂકાવવાને સારૂ અમારા જેવા કાવતરાખોરો-વિપ્લવવાદીઓ પણ પરદેશી વસ્તુઓજ વાપરતા. તલ્વારની ધારે દેશે જે ગુમાવ્યું છે તે તલ્વારને જોરેજ પાછું મેળવવું એવો મનોરથ બાંધી મનમાંએ અમે સ્વદેશી ચળવળને વાણીયા ચળવળ કહી હસી કાઢતા-તેની ઠેકડી બનાવતા. જેમણે મુંગા મુંગા કામ કરવા માટેજ આખું જીવન અર્પણ કર્યું હતું, એવાઓને કોઈપણ જાતનાં વ્યાખ્યાનો કે પ્રોત્સાહક સનાઓ કાંકરા પેઠે આંખમાં ખૂંચતાં.

તો પછી હું સુરતની મહાસભામાં કેમ ગયો વારૂ ? —એ પ્રશ્ન થયા વિના નહિ રહે.

મારૂં સુરત જવાનું થયું, તે દિવસે સ્હવારે પણ મને તે વિષે ખબર ન્હોતી. જાણે કોઇકે આવીને અચાનક કહ્યું, "તારી ટિકીટ પણ ખરીદાઈ ચૂકી છે—તું એન્ટી-સર્ક્યુલર સોસાયટીનો ડેલીગેટ છે." સાંભળતાંજ એક કેનવાસ બૅગમાં મેં ઝપાઝપ બે ત્રણ ધોતિયાં અને પ્હેરણ બાંધી પ્રયાણ કર્યું—કારણ એ કે કેટલાક દિવસ થયાં મારા ભેજાંમાં એવી વૃત્તિએ ઘર કર્યું હતું કે આખા હિન્દમાં જેટલાં વિપ્લવકેન્દ્ર (કાવતરાંખોરોનાં મથક) હોય તે સર્વને એક સૂત્રમાં—ગૂંથવા સર્વેનો પરસ્પર અચૂક સંબંધ બાંધવો. સર્વને ખબર હશે કે તે વેળાએ બંગાળના કાર્યકર્તાઓ, મુંબાઈના વિપ્લવપંથીઓના આદર્શરૂપે હતા. મહારાષ્ટ્ર તૈયાર હતું પણ બંગાળાની વાટ જોઈ રહ્યું હતું, તે ન ઉઠે તો પોતે ન ઉઠે. આથી હું મનમાં વિચારતો, "તેઓ તૈયારજ છે તો પછી અમારી સાથે મળી કામ શા માટે ન કરે ? સુરતની મહાસભાનો આવો સરસ સુયોગ મળેલો જોઈ મને થઈ ગયું, કે સુરતમાં અનેક નેતાઓ એકઠા થશે, તે વખતે તે વખતે બધાને બોલાવી એક અખિલ ભારત વિપ્લવ પંચાયત જમાવવા માટે કંઈક યત્ન કરી શકાશે." જોઈએ તો ખરા કે સાથીદારોમાંથી કોણે તલ્વારને કેટલી તેજદાર બનાવી છે ?"

બોમ્બેમેલ ખડગપૂર આવીને અટક્યો. ભીડમાં જેને જ્યાં જગા મળી ત્યાં ચઢી બેઠેલા હતા. આટલે આવતાં મને તો ભૂખ કકડીને લાગેલી અને ઠંડી પણ કહે કે મારૂં કામ. બન્નેના પંજામાં હું સપડાએલો હતો. એટલામાં અરવિન્દે મને પોતાના

ડબ્બામાં બોલાવવા તેડું મોકલ્યું. જઇને જોઉંછું તો તેયે ત્રીજા વર્ગના ડબ્બામાં હતા, અને અંદર ખૂબ શંભુમેળો ભરાયેલો હતો; ઘણા ઘણા રાજદ્વારી "વીરલાઓ" (!) –Adventurers– ત્યાં ભેગા મળ્યા હતા –કોણ કોણ ને તો હવે સાંભરતું નથી શ્યામસુંદર બાબુએ જોયું કે મારી પાસે કંઈ ગરમ કપડું નથી, તેમણે તરત પોતાનો ઓવરકોટ મને પ્હેરાવી દીધો અને ભારે સરસ ટિફીન મારી આગળ ધર્યું. કહેવાની જરૂર નથી કે ભૂખાળવો–ખાઉધરો થયેલો હું તેજ સ્થળે અડી ગયો. કોઈક વચમાંના સ્ટેશનથી એક વિચિત્ર નવીનતા શરૂ થઇ. દરેક સ્ટેશને લોકની ભીડ તો ભીડ, અને ફૂલના હારોની ધમાલ. ખાવાનું, મિઠાઇ, રિફ્રેશમેન્ટ અને ચહા, જે જોઈએ તે લૂટો. "વંદેમાતરમ" ના પોકારોથી મારા તો કાન પણ બ્હેર મારી ગયા. અને ખાઇ ખાઇને સર્વેનું પેટ તો એવું ઉંચુ આવ્યું કે જાણે જેતું ઢોલ. ઘણા સ્ટેશનો પર તો લોકો બિચારા નિરાશ થઈ પાછા ફર્યા–કોઇનેયે અરવિંદ બાબુના સંતોષકારક દર્શન ન થયાં. કારણ દરેક ધારે કે દેશનો આવો મહાન, પૂજનીય પુરૂષ પ્હેલા વર્ગમાંજ અને બહુ તો છેવટે બીજા વર્ગમાં તો મુસાફરી કરતોજ હશે. એટલે પ્હેલાવર્ગના ડબ્બાઓથી ખોળતા ખોળતા આવી તેઓ આ નાનકડા અલ્પકાય માનવીને ત્રીજા વર્ગમાંથી શોધી કાઢે એટલામાં તો ટ્રેનને ઉપડવાનો ઘંટાનાદ પણ થઈ રહે. એ રાત્રે મેં નથી લીધી ઉંઘ, કે નથી ભોગવી સ્વસ્થતા. પેટ પણ ભારે સીલ જેવું થઈ ગયેલું. સેજદાના ગળામાંની ફૂલમાળાઓથી ગાડી ભરાઇ ગઇ હતી.

મને સાંભરેછે કે નાગપૂર અને અમરાવતીમાં થોકાથોકા લોક

ઉતરવું પડ્યું હતું. તે સ્થળોએ અરવિંદનાં ભાષણ થયેલાં –પણ લોકસમુદ્રમાં તરીને ભાષણને સ્થળે જવું એ કંઈ જેવુંતેવું કામ નહોતું. સાતસો સાતસો વરસની ઘોર કુંભકરણ નિદ્રામાંથી ઉઠી આજે દેશ આંખો ચોળી રહ્યો હતો. જાણે બધા પાગલ બની ગયા હતા –નાચીને કૂદીને આકાશ પાતાળ ભેદીને શું કરી નાખશે,–કોઈ તેની કલ્પના ન્હોતું કરી શકતું. સેજદાને લઈ જઈ જ્યાં બેસાડતા, ત્યાં એ બાપડો મુંગો માણસ બેસી જતો અને સૌ કોઈ એની તરફ એકીટસે ભાળી રહેતું. આવડી મોટી જનતાના દરિયામાં તેનું બોલવું ઘણે સુધી સંભળાતું ન્હોતું, તોયે હજારોની મેદની ભીડ કરીને ઉભી રહેતી. પોતાની ભારે પદવી, માન, પ્રતિષ્ઠા સર્વ કંઈ નો ત્યાગ કરી માત્ર સામાન્ય પગારે સ્વદેશની સેવા અર્થે જેણે ઝૂકાવ્યું છે તે કેવોક માનવી હશે! "વન્દેમાતરમ" રૂપી અગ્નિસુરંગથી સાતસાત સદીઓની ઉંઘના વિશાળ અચલ અટલ પ્હાડને ભેદી જે અન્દરથી સ્વદેશપ્રેમની ગંગાનાં ઝરણો વહાવી રહ્યો છે – કેવું હશે તેનું વ્યકિતત્વ?!–તે જોવાને દરેક ઠેકાણે લોકોનાં ટોળાં ભેગાં થતાં. ને વેળા ભારતે જુગ જુગના અંતરે ત્યાગનો મહિમા ફરી નિહાળ્યો હતો –ફરી જાણ્યો હતો. મેદિનીપુરની પ્રાંતિક પરિષદમાં આટલા દિવસ પૂજાતી આવેલી માટીની મૂર્તિઓનું હવે વિસર્જન થઈ ગયું હતું–જૂના નેતાઓનો જમાનો પૂરો થયો હતો.

પણ સમસ્ત દેશમાં રણચંડિકા ગાજશે કે નહિ એ કહી શકાય તેવું ન્હોતું. પ્રજા માત્ર ચંચળ થઈ ગઇ હતી. આટલા દિવસ ગળાભર સુખમાં દિવસો ગાળેલા, તે આનંદપ્રદ (!) અવસ્થા તૂટી જવાથી સર્વને જૂના પરથી વિશ્વાસ ઉઠી ગયો હતો અને સઘળું

ભાંગી તોડીને નવેસરથી ઘડવા માટે પ્રજા આતુર બની ગઈ હતી. બધાએ જાણે પરશૂરામની પ્રતિમા સમા બન્યા હતા.

મુંબઈ જઈ મેં કોને ત્યાં મુકામ કરેલો તેતો કંઈ હવે સાંભરતું નથી. પણ ત્યાં આગળ ઘરધણીના સગાઓમાંથી કોઇએ મને એક જરા વિચિત્ર પ્રશ્ન પૂછેલો તે સારી પેઠે યાદ છે. તેણે પૂછ્યું, " વારૂ, ત્યારે તમારા મુલકમાં (બંગાળામાં) વાટે ને ઘાટે સ્ત્રીજન ઉપર બળાત્કાર, જુલમ કેમ થાય છે વારૂ! અમારા મુલકમાં એવું બનતું તમે સાંભળ્યું છે? આ, જુઓને હમણાંજ બે ત્રણ સ્ત્રીઓ સાથે મારી બ્હેન સ્ટેશને ગઈ. સાથે એકે પુરૂષ નથી, પોતેજ ટિકીટ કરાવશે, પોતેજ પોતાનો સરસામાન દાગીના સંભાળશે; એમ લાગે છે, કે જુગ જુગ પર્યંત પડદાન નીમાં અટકાવી રાખી પરપુરૂષને બ્હીકના એક પદાર્થ લેખે ગણવાનું શીખવી તમે લોકોએ ઘરનાં સ્ત્રીજનોને એટલા અશક્ત, નબળાં બનાવી મૂકયાં છે કે આફતની વેળાએ સામા માણસ પર હૂમલો કરવાનું તો બાજુએ રહ્યું, પણ તેઓનું પોતાનું રક્ષણે તેઓ નહિ કરી શકે. " આ વાતમાં કડવું, અરૂચિકર પણ એટલું યથાર્થ સત્ય રહેલું હતું કે મારે નીચે મ્હોંડે મુંગા મુંગા સાંભળીને બેસી રહેવું પડ્યું-ઉપાય પણ શો? આપણા (બંગાળાના) મુલકના પુરૂષ અને સ્ત્રી. તો જાણે સાંખ્ય પુરૂષ અને સાંખ્ય પ્રકૃતિ, એક ખોડું ને ઠૂંઠું, બીજું કાણું! પાછળ પાછળ સ્ત્રી ચાલે આવે એટલા ખાતર ખોડાએ પોતે થઇને "શક્તિરૂપિણી"ની આંખોમાં આંગળી ભોંકી તેને અંધ બનાવી છે એટલે આ દેશની શક્તિ કલાઇની તલ્વાર છે. રમવાને માટે છે, કંઇ રણભૂમિ મ

નથી. બંગાળાની નારીઓ માટીની પૂતળીઓ છે. પુરુષ ઇચ્છા મુજબ જેમ દોરી ખેંચે છે તેમ એ પૂતળું ફરે છે, હરે છે, ચાલે છે, બોલે છે. જનાનાનું જીવન, પરદાનશીની, બાળલગ્ન અને એવા અનેક રોગોમાં ઘેરાઇ બંગાળાનાં સ્ત્રીજનો જીવતાંજીવત મૃત્યુ અવસ્થાજ ભોગવે છે. અસ્તુ.

હવે સુરતની વાત. એ તો જાણે એક સપના જેવો, જાદુમાં જોયો હોય તેવોજ પ્રસંગ ભાસે છે. અહાહા! નવજાગ્રત ભારતની એ સુધન્ય સ્વપ્નછબી કદિયે નહિજ ભૂલાય ! સ્ટેશનની પાસેજ કોંગ્રેસ છાવણીની સામે મોડરેટોનો મુકામ. બધાયે તંબુ સાહેબી ઠાઠમાઠથી સજાવેલા હતા. સુરત શહેરની અંદર આવેલ કેટલાક દેવમંદિરો અને વાડીઓમાં રાષ્ટ્રવાદી નેતાઓની છાવણીઓ હતી. એ સ્થળે પાંચ રૂપીઆ આપીને ટિકીટ લેવાથી કોંગ્રેસપૂરતા દિવસો સુધી "દાળભાત"ની જોગવાઈ કરી અપાતી; પણ વર્ણાશ્રમધર્મ કે અડકાઓળો — રામ તારૂં નામ ! અરવિંદનો મુકામ એક મંદિરમાં હતો. તે સ્થળે તેની આસપાસ એટલા માનવી ભેગાં થયેલાં હતાં કે ખાટલાની નીચે સુદ્ધાં માણુસોને સુવું પડતું.

તિલકનો મુકામ વળી બીજા એક મંદિરમાં હતો. ત્યાં આગળ બેસી તિલક અને અરવિંદ પોતાનું કામ કરતા. અને સ્હવારથી તે રાતના એક વાગ્યા સુધી હજારો લોકો આવતા–એક દાદરેથી ચઢી માત્ર દર્શન કરીને મુંગા મુંગા બીજા દાદરેથી ઉતરી જતા. મોડરેટ – નરમ પક્ષના નેતાઓને મળવા માટે કેટકેટલી સિફારસ લગાવવી પડે. દરવાજે કાર્ડ બતાવવો પડે વગેરે વગેરે. અહિંયા તો ખુલ્લાં દ્વાર. એક દિવસ ખાવા માટે જતાં જોઉ છું તો તિલકની

પાસેજ—એકજ પંગતમાં ચિદમ્બરમ્ પિલે, હૈદર રેઝા, અરવિંદ અને બીજાઓ બેઠેલા હતા. હિન્દુસ્તાનનો એકે પ્રાંત એવો નહિ હોય જ્યાંનો હિન્દુ–મુસલ્માન એ પંક્તિમાં ન હશે!

હું મારે મારા પોતાના તાલમાં હતો, એટલે અરવિન્દ, તિલક, ખાપર્ડે મુંજે વિગેરે નેતાઓ આપસ આપસમાં શી ગોઠડી કરતા હતા તે મારી જાણમાં આવતું નહિ. તે વેળા સરદાર અજીતસિંહ, સૂફી અંબાપ્રસાદ વિગેરે ખૂબ આગળ આવ્યા હતા; કારણ લાલા લજપતરાય સંગાથે તેમનોયે "દેશનિકાલી" માંથી છૂટકારો થયો હતો. અજીતસિંહ સાથે તો આપણે જાતેજ જઈને ઓળખાણ સાધી. બારે તપાસ પછી બે ત્રણ મહારાષ્ટ્રી વિપ્લવપંથીઓ (બોંબવાદીઓ)ની ભાળ મળી. તેઓ સાદા સીધા ડેલિગેટને વેશે કોંગ્રેસનો તમાશો જોવા આવ્યા હતા. અમારા ગુપ્ત કાવતરાં વિષે તેમની સાથે મેં વાતચીત ગોઠવણ કરી લીધી. બારિસાલના આગેવાન પૂજ્ય અશ્વિની બાબુ સાથે વારંવાર મેળાપ થતો. તેમને ખબર ન્હોતી કે હું કેવાં વિષમ ભયંકર કાવતરાંમાં સામેલ હું. બાલ્યાવસ્થામાં "દેવઘર"માં તેમની સાથે સબંધ જોડાયા બાદ તેઓ મારા પર ભારે સ્નેહ રાખતા. આ વેળાએ સુરતમાં એક બે મદ્રાસના વિપ્લવપંથીઓ સાથે પણ મુલાકાત થઈ હતી.



## ૪. બંગાળનું ચિત્ર

પ્હેલે દિવસે તો સુરેન્દ્રનાથને લીધેજ ગડબડ ઉભી થઈ. મેદિની પૂરમાં બંગાળાની પ્રાંતિક પરિષદમાં સુરેન્દ્રનાથ ઉઠતાંજ હોહો થયેલી, તે મુજબ અત્રેયે બન્યું. સુરેન્દ્રનાથ પ્રમુખની ચુંટણી સંબંધી બે બોલ બોલવાને ઉઠતાંજ " શરમ શરમ, દેશદ્રોહી " એવો ધ્વનિ ઉઠયો—કોઈ તેનું સાંભળે નહિ, બસ એને બેસાડી દ્યો એજ પોકાર. આટલા વરસોના બંગાળના રાજનૈતિક મહાપુરૂષ —એકલા અટૂલા નેતા સુરેન્દ્રનાથ લોકમત આગળ નમ્યું આપવું એ શું છે તે શીખ્યા ન્હોતા; ઘોર અંધકારકાળે તે સારા દેશના ભરવાડ હતા, હાથમાં ડાંગ લઇને તેણે ઢોરાં ચારેલાં. આજે દેશ ઢોરનો અવતાર તજી મનુષ્ય બને છે—આજે સુરેન્દ્ર ઉપર ગરમપક્ષીઓનો ગુસ્સો ઉતર્યો છે ! કોંગ્રેસના મંડપમાં હોહાકાર થઇ જવાથી સુરેન્દ્ર બાબુ તો ભાષણ નજ કરી શક્યા, પણ કોંગ્રેસ સુધ્ધાં તુટી ગઈ.

સુરેન્દ્રનાથે સમસ્ત બંગાળાના પ્રતિનિધિઓને પોતાને મુકામે નોંતર્યા એવા હેતુથી કે તે સ્થળે પટાવી, સમજાવી, બંગાળાને એકમત કરાય, તો પછી બીજા પ્રદેશો તો બંગાળાનો અભિપ્રાય જરૂર કબૂલ રાખશે.

અદ્‌ભુત સભા હોં ! બધાયે, ખૂબ ધાંધલમાં, ધમાલમાં. ચંચળતા કહે મારૂં કામ. જાણે સુંદર તાલસૂરયુકત સંગીતમાં ક્યાંથી કોઇકે ખોટો પલટો માર્યો હોય-સબળાનાં સુખશાંતિનાં ઝરણાં સુકાઈ ગયાં હોય તેમ. ત્યાં આગળ સુરેન્દ્રનાથ, ભુપેન્દ્રનાથ, અસુતોષ ચૌધરી અંબિકાપ્રસાદ મઝૂમદાર અને બીજા કેટલાયે હતા-નામ તે કેટલાકના દઉં ? બીજી બાજુ ઉદ્દામપક્ષમાંયે હતા; અરવિન્દ, મોતિલાલ, અશ્વિની દત્ત, શ્યામસુંદર વિગેરે મહારથીઓ. નરમપક્ષનો વિચાર એવો કે ગમે તેમ કરી, સમજાવી, પટાવી, ફોસલાવીને બધાને ઠેકાણે લાવવા. ઉદ્દામપક્ષવાળા બિલ્કુલ બેદરકાર હતા. વિનીત પક્ષ વાળા હજુ સુધીયે સમજ્યા ન્હોતા કે કંઈ શુક્રરવાર વળે તેમ નહોતું.

બધા ભેગા મળી ગયા એટલે એકદમ સુરેન્દ્રનાથ બીજા ઓરડામાંથી આવી કહેવા લાગ્યા- "એંહ, Scandalous ! **Shameful !** Isn't it ? આવો આવો, સઘળું ઠીકઠાક કરી દઇએ. આપણે બંગાળીઓ એકત્ર હઇશું તો એ લોકો તે શું કરવાના છે ?"

બહુયે જીભાજોરી ચાલી. યુક્તિઓ અજમાવાઈ, પણ કંઈ ઠેકાણું પડે એમ લાગ્યું નહિ. સુરેન્દ્રનાથની આજ્ઞાથી અંબિકાબાબુ એક કાગળમાં કંઇક સમાધાનીના સ્વીકાર વિષે લખ્યા તેના પર સહી કરાવવા માટે બધાની માટે બધાની પાસે ફરવા લાગ્યા. તે વાંચીઆ કહે કે "પેલાને બતાવો." પેલો કહે "ફલાણો સહી કરે તો

આપણે તૈયારજ છીએ." – વિગેરે વિગેરે–" મોટા થા, બેટા, પરણાવીશ." ત્યાંજ મેદિનીપૂરનો સત્યેન્દ્ર બસુ મારા જેવા કેટલાક વિપ્લવપંથી–કાવતરાંખોર જુવાનિયાઓની સાથે તમાશો જોતો આમતેમ ફરતો હતો. —એ સત્યેન્દ્ર તેજ જેણે અલિપૂર કેસમાં કાનાઈલાલની સંગાથે —Queen's Witness— રાજ્યસાક્ષી નરેન્દ્ર ગોંસાઈને ગોળીથી ઠાર મારી ફાંસીને આમંત્રણ કરેલું,–તેજ એ સત્યેન્દ્ર! અંબિકાબાબુ તેની પાસે આવતાં તેણે કહ્યું, " લાવો મહાશયજી! મને આપો, હું સહી કરૂં." હાથમાં આવતાંજ તેણે તો કાગળના ચીરેચીરા કરીને ટુકડી ટુકડી વ્હેંચી દીધા. અંબિકાબાબુએ સુરેન્દ્રબાબુ પાસે જઈ પોતાની રૂપેરી દાઢી હલાવતાં હલાવતાં ભારે આવેશથી ફરિયાદ કરી. તાત્પર્ય એ કે સમાધાનાની આ સભા ખેદાન મેદાન થઇ ગઈ. એ ઓરડામાંથી અરવિંદની પાછળ પાછળ હું બ્હાર નીકળતો હતો, તેવે એક ભપકાદાર મોટા મોડરેટ નેતાને તાળી ટીપીને બોલતાં સાંભળ્યો, કે " અરવિંદ ઘોષ! તિલકનું—ખા,–" (વચ્ચેનો શબ્દ વાંચકે કલ્પી લેવો.) હું તો અવાક્જ રહી ગયો. આટલી આવી અસભ્યતા તો માછીવાડામાંયે જોવામાં નહિ આવે! આજે એ નેતા ઇંગ્લેંડ અને હિન્દના રાજદરબારમાં ભારે પ્રતિષ્ઠા અને માનની પદવી ભોગવેછે–નામ દઇને બિચારાની ફજેતી કરવાથી મને શો લાભ થવાનો હતો? પક્ષાપક્ષીને ખાતર મનુષ્ય કેટલો અસંયમી બની –શકેછે તેનો આ એક ખાસ નમૂનો છે!

તે રાતે ઉદ્દામપક્ષની છાવણીમાં ભારે ચળવળ ચાલી. આવતી કાલે કોંગ્રેસમાં શું થશે તે કોણ કહી શકે? આટલા દિવસ પછી

રાષ્ટ્રીય જીવનની લાંગરેલી હોડીને મધ્યસમુદ્રના તોફાની મોજાં સપડાવી રહ્યાં છે. દોરડાદોરડી છૂટી જઈ નાવડું વાવાઝોડાંના મધ્યભાગમાં ઘેરાયું છે. શઢ નથી, સુકાની નથી, હલેસાં નથી, છે ફક્ત તોફાની પવન, ઉછળતાં મોજાં અને પાર વિનાનો અનંત સમુદ્રપથ ! આજે તો અંતિમ લક્ષ્ય વિનાની યાત્રાનો ઉત્સવ-લ્હાવો લેવાનો છે. લંગરનું બંધન તોડી સ્વચ્છંદ-સ્વતંત્રતાના જીવનમાં પ્રવેશ છે. ઘૂઘવતા અનંત પારાવારને કોઇ દિશામાં પણ કિનારો તો હશેજ હશે. મોજાંઓને વટાવી જોરાવર જલસ્રોતની મસ્તીખોર ગતિને શરણે જવા છતાંયે કિનારા પર તો પ્હોંચાશેજ એવી ઉદ્દામપક્ષીઓની માન્યતા હતી. તેમને તો કંઈ કંઈ લક્ષ્ય પણ હતાં-પણ દૂર દૂર,-જાણે સ્વપ્ન પ્રદેશનાં. પણ આંખો સામે તો જુગજુગના મોહરૂપી શેવાળ, પુરાતન વૃત્તિઓ રૂપી ખડકો અને બેશુમાર જીવલેણ કીચ્ચડ, ઘૂરકીયાં કરી રહ્યાં હતાં. એ સર્વ વિઘ્નોની સામે પણ ઝુકાવવું એ તે વેળાનું કર્તવ્ય હતું. નાશનો મંત્ર તે વેળા સર્વવ્યાપી હતો. દક્ષયજ્ઞવિનાશી પિનાકી-શિવજીનો એક એક અણુ સર્વને હૃદયે આવી વસ્યો હતો. પુરાતન પ્રત્યે સૌ કાળાપહાડની દૃષ્ટિથી જોતા. નવીનતાના નિશામાં ચકચૂર હતા -મદઘેલા બન્યા હતા. વિધાતાની એ સૌ લીલા હતી-તે સમયે જે એ સમજી શક્યું, તેણે કંઇક — Practical work — કામ કર્યું-જે ન સમજી શક્યું તેણે આડખિલી નાંખી શક્તિના સ્ફુર્તિને ચોગણી વધારી કંસના જેવું મરણ વ્હોર્યું. જેઓ ઉદ્દામ પક્ષમાં રહી પાનો ચઢાવવાનું કામ કરતા હતા તેઓએ મામલો આટલી હદ સુધી જશે એમ સમજી ન્હોતા શક્યા. તોયે કોઇક

કોઇક તો જાણના અને ભડકો સળગે એમજ ઇચ્છતા હતા તેઓ છૂપાછૂપા ઇંધણાંની જોગવાઈ કરતા. પણ એવા બહુ જુજ હતા. તેમાંના કેટલાક માત્ર અન્દર અંદરથી ખબર મેળવતા અને મારા જેવા સાથે ભેગા મળી દીવાસળી ચાંપવાનો યત્ન કરતા. હું પકડાયો તેની એક વરસ પૂર્વે એવામાંના ત્રણ જણ દેશભરમાં ફેલાયલા અમારા વિપ્લવપંથના એક આગેવાનની સંગાથે મળી એક મંડળ રૂપે ( Inner circle )નેતૃત્વ કરતા હતા. મને સાંભરેછે ત્યાં સુધી તેમનામાંનો કોઇયે સુરત ન્હોતો આવ્યો—સુરતમાં જેમણે આટલી જુની, બંધારણવાળી મહાસભા તોડી તેઓ તો સઘળા રણચંડિકાનાં આંધળાં રમકડાં હતાં, માતાનીજ માયાવી જાદુગરીને વશ થઈ સઘળું બેદાન મેદાન કરી મૂકતા હતા. લોકોને ભોળવવાને—પટાવવાને સારૂ મિશનને કામે અમે જ્યાં જ્યાં જતા, ત્યાં અમારૂં મુખ્ય કામ (મોડરેટ)મહાસભાની રાજનીતિની ખણખોદ કરવાનુંજ હતું. આ કુકર્મ (!)અમે નિયમિત રીતે મહિનાઓ અને વરસો સુધી દરેક જીલ્લામાં પ્રચારકો કે મિશનરીઓ મોકલીને કર્યું હતું—છેક ૧૯૦૩ થી માંડીને સુરતમાં આ ભંગાણ થયું તે વરસ સુધી એક સરખું ચલાવ્યું હતું. તેનેજ પરિણામે શિક્ષિત વર્ગમાંના નૌજવાનો અને તેમના આગેવાનોમહાસભા પ્રત્યે ઉદાસીન અને ભાવ વગરના બન્યા હતા. મેદિનીપૂર, કૃષ્ણનગર, વર્ધમાન, હૂગલી, કલકત્તા, ગોરખપૂર, બાંકુરા વિગેરે જીલ્લાના ઘણાક મહેનતુ અને આગળ આવતા કાર્યવાહકો અમારીજ સોબતને લીધે અહિં આવી રાતાતાતા બન્યા હતા. અમારાં પ્રચારકાર્યને લીધેજ "સ્વદેશી"નો જન્મ થયેલો, અમારી ચઢાવણીથીજ મહાસભામાં ભંગાણ પડેલું. અમે દર્શાવેલો

મરણિયો પંથ તો કેટલાક મુઠ્ઠીભર સાહસિક બહાદૂરોએજ અંગીકાર કર્યો હતો (–ઓંબવાદ–) પણ બીજા સાધારણ વર્ગે તો સ્હેલો ને સૂતરો ભંગાણ પાડવાનો રાજમાર્ગજ સ્વાભાવિક રીતે ગ્રહણ કર્યો.



## ૫. ભંગાણનું ચિત્ર (ચાલુ)

એક બાજુ અમારાં કાવતરાં રચાઈ રહ્યાં હતાં અને બીજી બાજુ મહાસભાનું મહાતાંડવ શરૂ થતું હતું. બીજે દિવસે મહાસભાની બેઠક મળતાંજ શ્રીયુત રાસબિહારી ઘોષને પ્રમુખ ચુંટવા બાબતની ગરબડ સાથે કામ શરૂ થયું. બંગાળાને માટે જે સ્થળ

૫



નક્કી થયું હતું ત્યાં અમે દશબાર બંગાળી જુવાનો અરવિંદને ઘેરીને બેઠા હતા. આસપાસ બીજા ઘણાએ બંગાળી બાબુઓ હતા — કોઈ મોડરેટ, કોઈ એક્ષ્ટ્રીમીસ્ટ, બધાએ ભેગાજ બેઠા હતા. પાછળ હારબંધ મહારાષ્ટ્રના ડેલિગેટો બેઠા હતા — દરેકના હાથમાં નાની નાની લાકડી હતી. સામેજ પ્રમુખસાહેબની બેઠક – માંચડો હતો, તેના પર સુરેન્દ્રનાથ, રાસબિહારી, મ્હેતા (ફિરોજશાહ) ગોખલે, તિલક વિગેરે વિરાજેલા હતા. માંચડા પર મોટે ભાગે પારસીજ હતા. મેં જોયું કે તિલક કાંઇક બોલવાને ઉઠયા. પણ કોઇએ કંઈ સાંભળ્યું નહિ. તિલક તરફ બેદરકાર રહી પોતાનું કામ ચલાવવા માંડયું. તે દિવસે સ્હવારે કે આગલે દિવસે રાત્રે તિલકે પ્રમુખની ચૂંટણીની દરખાસ્ત પર સુધારો મૂકવા બાબત નોટીસ આપી હતી. મોડરેટ કાર્યવાહકોએ રીતસર તે મળવા છતાં તેની પહોંચ સ્વીકારી નહિ, જવાબ આપ્યો નહિ, અને આજે કહ્યું "નોટિસ મળી નથી, તમારૂં સાંભળવામાં નહિ આવે." એક જણે ઉભા થઇ શ્રીયુત રાસબિહારીને ચૂંટવાની દરખાસ્ત મૂકી—તરતજ ઉદ્દામપક્ષના આઠસો ડેલિગેટ એકેસૂરે પોકારી ઉઠયા, "તિલકનું સાંભળો, પ્હેલાં તિલકનું કહેવું સાંભળો." પ્હેલાંની કોઇ પણ કોંગ્રેસમાં આટલા બધા ડેલિગેટો આવ્યા ન હતા; પ્રમુખની દરખાસ્તને મત માટે રજુ કરી બહુમતિને જોરે પોતાના પક્ષનો પ્રમુખ ચૂંટાવવાનો ઉદ્દામપક્ષવાળાનો હેતુ હતો. એથી તો પહેલેથીજ ડેલિગેટોને "ગાડે ગાડાં" ભરી સુરત મોકલ્યાં હતા. સાત સાત દિવસ સુધી ઠેકઠેકાણે ભાષણો કરી "સાવધાન તૈયાર"ના પોકારોથી સારા સુરતનેયે ગજાવી જગાડી મૂક્યું હતું.

અમે પણ બધા તૈયાર થઇનેજ ગયા હતા—દરેકના હાથમાં મોટી મોટી નેતરની સોટીઓ હતી. કોણ જાણે કેટલાંયે ઘા ઝીલવા પડે, તો તે વખતે કોઇકનું દેવું રાખીને આવવું પડે તો બાપ દાદાની આબરૂને બટ્ટો નહિ લાગે? તે દિવસે પેન્ડાલ જતાંજ જોયેલું કે ભૂરૂં ખમીસ પહેરેલા ભાડૂતી ખલાસી ગુંડાઓ મંડપને અંદરથી ઘેરીને બેઠેલા હતા.

લખ્યુંજ છે કે પહેલા દિવસની માફક રાસ બિહારીનું નામ મૂકાયું, તિલકે ઉઠી સુધારો મૂક્યો. પણ સાંભળે કોણ? એક પછી એક ઉઠી દરખાસ્તને ટેકો આપી જવા લાગ્યા. ઘણીવાર આજ્ઞા કરવા છતાં તિલક કંઇ બેઠા નહિ અને કહ્યું, "તમે મારો આ સુધારો સાંભળશો નહિ ત્યાં સુધી હું આમજ ઉભો રહીશ." વીરનર અદબ વાળી અચળ અટળ પર્વત પેરે ખડો ઉભો રહ્યો અને આખો મંડપ ગજાવી મૂકતા ઘોંઘાટ વચ્ચે પ્રમુખે ચૂંટાઇ પોતાની બેઠક લીધી. તે પછી આ ગડબડને મટાડવાને માટે જે નાટક શરૂ થયો તેવો મઝાનો ફારસ કોઇ પણ થીયેટરમાં જીવન ભરમાં મેં જોયો નથી. ઘરડા બાપડા પ્રમુખ વારે વારે ઘંટડી બજાવ્યા કરે, વળી વચ્ચે વચ્ચે લખી આણેલું ભાષણ વાંચવાનો ખોટો પ્રયત્ન આદરે, વળી ઘંટાનાદ કરે—હાથ જોડીને કાકલૂદી અરજ, વિનંતિ કરે. પન્દર મિનિટ સુધી આવો શરમ ભર્યો નાટક ચાલ્યો — પંદર મિનિટ સુધી ચારે બાજુથી, શિયાળ, કુતરા, બિલાડાં, મોર, મરઘાં, કૂકડા, આદિના સ્વરો ઉઠીને નાટકની મઝામાં વધારો કરતા રહ્યાં. તિલક બોલવા ઉઠ્યા ત્યારે વિનીતપક્ષના પારસી સભ્યોએ જે શોરબકોર કરેલો તેનાથી ચાર ઘણો ઘોંઘાટ

હવે પ્રમુખ, સુરેન્દ્ર વિગેરેનો વારો આવતાં ઉદ્દામપક્ષના આઠસો ડેલિગેટા અને પ્રેક્ષકો —તમાશગીરો સ્તો—એ મચાવી મૂકયો. અચાનક એક પારસી જુવાનિયો એક બેન્ટ-વુડ ખુરસી લઇ તિલકને મારવા દોડયો. હવે જવું કયાં? ગેલરીમાંથી કૂદી પડી "મારો મારો" (જાણે રજપૂતોનો "હરહર મહાદેવ" ધ્વનિ) નો પોકાર કરતું દક્ષિણી જુવાનમંડળ માંચડા તરફ ધસ્યું ગયું. એટલામાંજ કોણ જાણે કયાંથી એક મરાઠી ભારે સીલ જોડો સું સૂં અવાજે આવી સુરેન્દ્રનાથના ડગલાને લાગી છટકી ફ્રિરોજશા મ્હેતાને ગળે જઈ અથડાયો. થઇ ચૂકયું. આ જોડાએ દારૂખાનામાં દિવાસળી ચાંપી. એ રહસ્યમય પગરખાંએ એ વેળાની મહાસભા પર પડદો પાડયો.

તે વેળાં હું તો મુંગો મુંગો અરવિંદની પાછળ ઉભો રહી સઘળું જોઈ રહ્યો હતો. એવી દોડધામ જીવનભરમાં બીજે કશે જોઈ નથી—નથી લાગતું કે હવે પછીયે કોઇ સ્થળે જોઉં. સુરેન્દ્રનાથ દોડે-ને ગોખલે દોડે ને મ્હેતા, ભૂપેન્દ્ર "સબ કુછ છોડકે" આ બારણે કે પેલે બારણે નાસે આ બાજુ એક બંધ ઘેરાવામાં બેઠેલાં સ્ત્રી પ્રેક્ષકોએ કોમળ સૂરે ચીસાચીસ પાડવી શરૂ કરી દીધી. કોણ કોની ભાળ રાખે? સત્યેન્દ્ર ને હું બીજા સાત આઠ બંગાળી જુવાનોની સાથે અરવિંદને ઘેરી ઉભા રહ્યા હતા. જ્યારે તે ધીરે પગલે મંડપમાંથી બ્હાર નીકળ્યા ત્યારે માંચડાની પાસે થઇને જતી વેળા ઉપરથી એક પારસી જુવાનીયો તેમની ઉપર થૂંકયો! તે વેળાના જેવી પક્ષા પક્ષી હવે છે કે નહિ તે *શકભર્યું છે-તે વેળા તો પક્ષને ખાતર માણુસ એટલો

* બારીન્દ્ર બાબુએ આ લખ્યા બાદ ગયાજીની મહાસભાએ પૂરવાર કર્યું છે કે પક્ષાપક્ષી છતાં કેવી આદર્શ સભ્યતા જાળવતાં હવે દેશ શીખી ગયો છે.

નીચ બની જતો કે ન પૂછો વાત! કારણ તે વેળાએ ગોમાંસ જેવું વિલાયતી "પોલિટિક્સ" ભારતવાસીઓના પેટમાં બદહજમીની ગરબડ મચાવી રહેલું હતું.—રાજનીતિ કૂટનીતિ તો થઈ શકે છે પણ દુર્નીતિ પણ થઇ શકે છે તે પશ્ચિમેજ જગતને શીખવ્યું છે.

મહાસભા વેરણખેરણ થઇ ગઇ. ઉદ્દામપક્ષ પોતાની જૂદી પરિષદ ભરી શું કરવું તે વિચારવા લાગ્યો.

મોડરેટોએ જાન જવાની બ્હીકથી સિપાઇઓના પ્હેરામાં ભાંગી ગયેલી મહાસભાના મંડપમાં મિટીંગ કરી અને તેને નામ આપ્યું "રાષ્ટ્રીય મહાસભા!" રાસબિહારી બાબુનું પ્રમુખ તરીકેનું ભાષણ આ બાજુ કલકત્તામાં છપાઈ રસ્તે વેચાઇ રહ્યું હતું. બધા જાણે કે ચાલો પ્રમુખનું ભાષણ બે પૈસામાં વાંચવા મળ્યું. પણ પેલી બાજુ સભાજ થઇ નથી, વરરાજા લગન પ્હેલાંજ "નષ્ટ પતિત પ્રવ્રજિત" થઈ ચૂકયા એ ખબર વૃષ્ટિ વિનાના વજ્રપાત જેમ પાછળથી આવી. આટલી જૂની, જેમ તેમ ઉછરેલી કોંગ્રેસ મરતી મરતી રહી ગઇ કે શું? મરી ગઈ એમ તો સહસા બધાએ નજ કબૂલ ક કોઇ કહે કેંયું "એ તો મૂર્છિત." બીજો કહે "અમે જીવતાં એને મારનાર કોણ છે?" ત્યારે ત્રીજાએ વળી કહ્યું "જોઇશું —બધું જણાશે." કેટલાક વરસ સુધી બચુકલી વામનજી જેવી મહાસભા મુડદાની પેઠે પડી પડી છેલ્લો શ્વાસ લીધાં કરતી હતી – પણ એ બધો આગળનો ઇતિહાસ છે—હું તો તે વેળાએ જે થયું તેજ કહીશ.



## ૬. કાવતરાંબાજો

હવે આ બાર તેરસો મુનિઓના શંભુમેળામાં સરકાર તરફથી શાંતિ જાળવવા જે પોલિસોની નીમણુંક થયેલી તેમના વડા તરીકે એક આઇરીશમેન હતો. એક પછી એક નેતા હુડ હુડ કરતો જીવ લઇને નાસી નીકળતાં તેને બંધ ગાડીમાં બેસાડી પોલિસ સુપરિન્ટેન્ડન્ટ નસાડી દેતો. પ્હેલાં તો કોઇને સમજાયું નહિ અને શોર તો એવો ઉડયો, "તિલક પકડાયા છે–ગિરફ્તાર થયા છે." આગલે દિવસે તિલક બીજા આગેવાનો સાથે મસલત કરી રહ્યા હતા એવામાં ગભરાતા અકળાતા લજપતરાય આવીને કહે, "તમે ભાગી જાઓ, ભાગી જાઓ. તમને પકડવાના છે." તિલકે હસીને કહ્યું "તે તો જોઇએજ છે ને! એમાં ડરવાપણું શું છે?" લજપતરાય વિગેરેનો તુરતજ દેશનિકાલીમાંથી છૂટકારો થયો હતો. તેઓ હજુ જરા ભયચકિત દશામાં હતા. પ્હેલે દિવસે સત્યેન્દ્ર થોડાક છોકરાઓનું એક ટોળું સંગાથે લઇ રાજભકિતસૂચક

વાકયોવાળાં પાટીયાંઓને મોજથી સળગાવી દેતો ફરતો હતો. અચાનક લજપતરાયની ગાડી આવતી જોઈ બધા "વન્દેમાતરમ"નો પોકાર કરી ઉઠયા. આથી તો ગાડી થોભાવી લાલચોળ આંખે લજપતરાયે કહ્યું "ચૂપ રહો." પ્હેલે દિવસે મંડપમાં પણ લજપતરાય જાણે છૂપાતા છૂપાતાજ દાખલ થયા, ને તરત "વન્દેમાતરમ" ના જયનાદથી મંડપ ગાજી ઉઠયો. સરદાર અજીતસિંહે સામા ઉભા રહી હસતા હસતા પણ નીચે વદને નમ્રતાથી સન્માનનો સ્વીકાર કર્યો પણ લજપતરાય તો છૂપાઇને પાછળાજ બેઠા. એ પણ એક દિવસ હતો જયારે લજપતરાય ડહાપણવાદી હતા અને ગાંધીજી તે છેક "મોડરેટ" જો આખરે ભારતમાં ચમકારા સાથે થોડાએક બોમ્બ ના ભડાકા થયા એટલે કોઇક ગયા અમેરીકા અને કોઇક ગયા વિલાયત! તે વેળાએ હિન્દના રાજકારણમાં બહાર પડવું શિર સાટે હતું. એવાં અનેરાં મૂલ્ય આપનાર આખા દેશમાં ત્યારે બસો ચારસોજ હતા. તેમનામાં સૌ કોઈ સરખા! કહેવત ચાલતી, કે "શિર દાર, પછી સરદાર." જે માથું આપે તેજ નેતા.

ત્રીજે દિવસે એક બાજુ નેશનલિસ્ટ કોન્વોકેશન ચાલતુ હતું અને બીજી બાજુ મોડરેટ મહાસભા કામ કરી રહી હતી. મોડરેટ કોંગ્રેસમાં દરવાજે કંઇક પાસ જેવું હતું અને ત્યાં એક જાતના કબૂલપત્ર પર સહી કરીનેજ અંદર જઈ શકાતું હતું. મોડરેટોની જેવી ઢીલી, પ્રાણ વગરની વ્યવસ્થા હતી તેવું તેમનું કબૂલપત્ર હતું. શું કરવું તે નકકી કરવા બેસતી વખતે તિલકે એમ સૂચવેલું કે આપણે ઉદ્દામપક્ષીઓ મોટા પ્રમાણમાં- મોટી સંખ્યામાં છીએ તો આ કબૂલપત્ર સહી કરીને અંદર ઘુસી

જવું અને આપણી રેલમાં-ભરતીમાં તેમને ડૂબાડી દેવા- "Let us Swamp the Congress"! પણ અરવિંદને એ પસંદ ન પડયું. તેણે કહ્યું, "જેને એક વાર સાચો જણાવીને આપણે પકડયો છે તે મત-તે Principle કેમ કરી બદલીએ? તિલકના જમણા હાથ જેવા ખાપર્ડેએ પણ એજ મત દર્શાવવાથી લાચારીથી તે વેળા ગરમ પક્ષે જુદું કોનવોકેશન ભરીનેજ પોતાનું કામકાજ ચલાવ્યું.

આ તકે મેં કેટલાક દક્ષિણી પંજાબી, મદ્રાસી અને બંગાળી વિપ્લવપંથી આગેવાનોને વિનવીને એક બેઠક બોલાવ્યા. કોણ કાવતરાંમાં સામેલ છે, અને કોણ નથી એ વિષયમાં હું હજી 'ભોઠ' હતો-એ ચારનેજ ઓળખતો હતો, એટલે મેં તો તિલકનેયે નોતરૂં દીધેલું. પણ હું એ પક્ષનો નથી એમ કહી તે કંઈ આવ્યા નહિ. કહેવડાવ્યું, "હું તો બુઢ્ઢો થઈ ગયો છું. હું તો જીવનભર મારી કાર્યપ્રણાલીની સીધી સડકેજ ચાલીશ. તમે જુવાનીયાઓ તમારૂં ફોડી લેજો." તેણે બહુ તો એમ ધાર્યું હશે કે બે ચાર દિવાનાઓ ખોટાં ખોટાં સપનાંઓ પર મદાર બાંધી રહ્યા છે. સરદાર અજીતસિંહ પણ ન આવ્યા. પંજાબના એક મુસલમાન નેતાને મેં ભૂલથી નોંતરૂ દીધેલું. એ નકકી જાસુસ હતો! ઉદ્દામ પક્ષમાં ભળી તેમાં આગેવાનીના છાંયા પાછળ છૂપાઈ તે સરકારને બધી ખબર આપ્યા કરતો; લપજતરાય અને અજીતસિંહને દેશ-નિકાલી મળવાનું કારણ પણ એ હરામખોરજ હોવો જોઇએ!

ચાલો, થોડાક બંગાળી, થોડાક મરાઠી અને પેલા પંજાબી

કાળમુખા સરપને લઇ લાચારીથી કાવતરાંનો વિચાર કરવા બેઠા. વાતચીત પરથી મેં તો માપી લીધું કે મરાઠીઓ માત્ર મોંઢાની વાતોજ કરી જાણે છે-ડહાપણનોજ ભંડાર છે! મોટે ભાગે તેઓ Arm-chair Leader છે-મને મળવામાં તેનો મુદ્દો એટલોજ કે અમે બંગાળામાં ક્યાં સુધી આવ્યા છીએ તે જાણી લેવું. એ જોઇને મેં પેશવા-બુદ્ધિની તીક્ષ્ણતાને મનમાં ને મનમાં સેંકડે નમસ્કાર કર્યા અને એ બુઢ્ઢા ડાક્ટરને મીઠી મીઠી લાપસી પીરસી એક બલા ટાળી. મેં મનમાં વિચાર્યું, "અત્યારે જે ફ્રોકટને લાડવો તમે ખાઓ છો, તે ભલે ખાઓ. એવો દિવસ હવે આવેછે જ્યારે ખરૂં કામ કરનારા નૌજવાનો પોતાનું નૂર બતાવશે કાર્યક્ષેત્રે ઘૂમવાને ઉતરશે, ત્યારે-ત્યારે, જે હાલ આજે તમે સુરેન્દ્રનાથના કર્યાછે તેજ તમારાયે નસીબમાં લખ્યા માનજો."

પણ પેલો મુસલ્માન આગેવાન તો મને ભારે ઉત્સાહ આપવ લાગ્યો હોં! કહેવા લાગ્યો કે "બરાબર બાબુજી, બરાબર! તમે એક વાર સારા દેશમાં અશાંતિ—Anarchy—પ્રસરાવી દ્યો પછી કાબૂલના અમીર સાહેબ તૈયારજ છે-અને અમે પંજાબી મુસલ્માને તો દરવાજા ખોલીજ દઇશું." મેં મનમાં વિચાર્યું, "પેલાની તે આંખોમાં ડાકણ હતી-તારા તો પેટમાંજ છે." મોટેથી બોલ્યો "પણ ખાંસાહેબ! એમ થયું તો તો હિન્દુસ્થાનમાં અમીર બાદશાહી ભોગવશે! આપણા રિપબ્લીકને તો ત્યારે કાબૂલી સાંઢની ઝૂંસરી તળે રહેવાનું થશે!" કાચું કપાઇ ગયું એમ સમજી તેણે ફેરવી તોળ્યું, "ના ના એમ કેમ? તેતો ફક્ત મદદ કરવાને સારૂજ આવશે. આપણે પ્હેલાં એક જાતની અરાજકતા તો ફેલાવવીજ

જોઇએ ને ! '

લાચારીથી સમસ્ત ભારતવ્યાપી વિપ્લવના સપનાં મનમાં ને મનમાંજ સમાવીને અમે ઉઠી ગયા; પણ મેં તો વિચાર્યું, કુછ પરવા નહિ, ઓ મન, "એકલા ચલોરે." આટલા દિવસ હું ધારતો કે મહારાષ્ટ્ર તો વિપ્લવનો ઝુંડો લઈ તૈયારજ છે. શિવાજીની પેલી માવળી સેના, ભાસ્કર પંડિતના પેલા મરાઠી, ચંચળ બહારવટીયાઓ, સૌ અમારી પૂંઠળ તૈયારજ છે. આજે જણાયું એ બધી આશા ફોકટ હતી, અને સૂના સૂના રણપગથારમાં અમે સર્વત્યાગી મુઠ્ઠીભર નૌજવાનો એકલવાયાજ હતા. પણ અમારો સ્વભાવ સાહસિક હતો. અમારી આશાની ઉષા, વિપદના વાદળાં ઘેરાવા છતાં પ્રફુલ્લિત રહેતી.

આથી આટલા એકલવાયાપણાનું—નિઃસહાય સ્થિતિનું ભાન થવા છતાં હું બમણો ઉત્સાહ અને ઉમંગ ધારણ કરી દેશ પાછો ફર્યો. બધું કામ અધૂરૂં છે, કરનાર થોડા છે ત્યારે તો ચોગણું કામ કરવું જોઇએને–બેસી રહેવાને વખત કયો રહ્યો ?

ઘણા ઘણા દિવસો પૂર્વે જ્યારે ગુરૂની શોધમાં હું ગુજરાત ભણી જતો હતો ત્યારે એક દિવસ મેં કોઇ એક નામીચા મહારાષ્ટ્ર નેતાને ત્યાં મુકામ કરેલો. ઘણું કરી એ, તે જીલ્લાના કાવતરાંબાજોનો અગ્રણી પણ હતો–ઉદ્દામ પક્ષમાંયે હતો—એ ઢોલકી સાથે બજાવતો. પેટપૂજા થયા બાદ બપોરે વાતો કરતાં તેણે કંઈ કંઈ બડાશ લગાવી; કહ્યું "આ જીલ્લામાં અમે મુઠ્ઠીભર છીએ. પણ આસમાની સુલતાની વેળા બે ચાર કલાકમાં અમે સ્વતંત્રતા જાહેર કરી શકીએ તેમ છીએ." પુલ તથા રેલપાટા

ઉડાવી દેવા બાબતમાં તેણે કહ્યું," એમાં તે શી મોટી વાત છે? આંખ મિંચીને ઉધાડતામાં થશે. એક જાતની કૂચ કરવાની પદ્ધતિ એવી સરસ છે કે તેના તાલયુક્ત ધબકારાથીજ પૂલો તો તૂટી પડશે!" અને જ્યારે વાદળ ઘેરાયાં ત્યારે તો તે એક કૂદાકડે અદૃશ્ય થઇ ગયો! તે વેળાએ તો "વાતોના વાળુ" કરનાર વીરનરોજ પટેલાઈ કરતા, કોણ ખરો કામ કરનાર છે અને કોણ જીભ્હાવીર છે તેનું ચાળણુ થતું ન હોવાથી આગેવાન બનવું એ તો ભારે સ્હેલી વાત હતી. લાંબા પ્હોળા ભાષણો કર્યા, કે માણસો ચકિત થઇને ટગર ટગર ટાંપી રહેતાં અને ગાડરની પેઠે અનુસરતા. હું યે ઘણી વાર ગમ્મત ખાતર ગપ્પા અડાવતો-કોઈ પૂછે તો કહેતો, અમે કંઈ ઘણા નથી -પચાસ હજાર(!) છીએ.કેટલો ખરચ થાય છે તે જાણવા ઈચ્છે તો કહું-દસ બાર લાખ. તોએ બંગાળીઓની પૂંઠળ-મદદમાં એક અમૂક વર્ગ હતો. બોમ્બ, દારૂખાનું, પિસ્તોલ વગેરેયે હતું,- મહારાષ્ટ્ર તો સારૂંયે પોકળિયા હતું! તે તો પેલા પ્હેલા કાવતરાંખોર ઠાકુર સાહેબની માળા જપતું હતું. પણ મૂળ સમિતિ તો કયારની મરણ પામી પંચ મહાભૂતમાં મળી ગઈ હતી.



# ૭. અરવિંદનો સાધનાપ્રવેશ

ત્યારે કોંગ્રેસ ભાંગી કોને પાપે વારૂ? આ તકરારમાં કયો પક્ષ સાચો છે અને કયો ખોટો છે તે વિષે દેશભરમાં શોરબકોર થઇ ગયો. ઉદ્દામપક્ષના આગેવાનો છૂટા છૂટા ચારે બાજુ પ્હોંચી ગયા અને ઠેરઠેર સભાઓ અને મંડળોમાં પોતાના પક્ષની વાત લોકોને વિગતસર સમજાવવા લાગ્યા. સુરતથી અરવિંદ ગયા વડોદરે. સુરત કોંગ્રેસમાં સાકરિયા સ્વામી આવેલા, તે મને મળ્યા હતા. થોડાક દિવસ પ્હેલાં તેમને એક કૂતરૂં સજ્જડ કરડયું હતું પણ બેપરવા બાવાજીએ તે માટે જરાયે ઓસડ ખાધેલું નહિ કે દરકાર કરેલી નહિ.

વડોદરે જતાં તેયે અમારા રિઝર્વ ડબ્બામાં આવી ચઢયા. અરવિન્દ આવે છે એવું સાભળી વડોદરા કોલેજના આચાર્યે હુકમ કાઢયો કે કોઈ પણ વિદ્યાર્થીએ તેને લેવા–તેનો સત્કાર કરવા જવું

નહિ. સ્ટેશનપરથી શહેરમાં કોલેજના દરવાજા આગળથીજ જવાય છે. અમારી ગાડી ત્યાં આવી લાગતાંજ, કોલેજનો વર્ગ છોડી વિદ્યાર્થી ઓ દોડી આવ્યા અને ઘોડા છોડીને વન્દેમાતરમના જયનાદ સાથે ગાડી ખેંચવા લાગ્યા. ગરીબ બિચારા પ્રોફેસરોએ ખાલીખમ વર્ગોમાં બેસી બાંકડાઓને પાઠ શીખવ્યા કર્યા હશે.

વડોદરા જવા ઉપડતાં પ્હેલાંજ મેં લેલેને તાર કરેલો કે અરવિંદ તેને મળવા ઇચ્છે છે. આઠ કે નવ વાગે લેલેજી આવી પ્હોંચ્યા. તેમણે એકાન્તમાં અરવિંદ સાથે અરધોક કલાક વાત કરી. તે વખતે હું સરસૂબા ખાસેરાવ જાદવને ઘેર હતો. લેલેની સાથેની એ પ્હેલી મુલાકાત પછી અરવિંદે વડોદરામાં થયેલી ત્રણ સભાઓમાં ભાષણ આપ્યાં. મહારાજાની એક મુલાકાત લીધી. તે પછી કોઈ તેને જોવા પામ્યું નહિ. સારો દેશ તેને માટે તલસી રહ્યો હતો. વડોદરામાં કેટલાંયે માણસ તેની મુલાકાત માટે ઇંતેજાર હતા. લેલેએ કહ્યું, " હું તને મારી સાધનામાં પ્રવેશ કરાવીશ. પણ તારે સાત દિવસ મારી સાથે એકાંતમાં રહેવું પડશે.''

અરવિંદે પૂછ્યું "કયાં?"

લેલેજીએ કહ્યું "તેની છૂપી વ્યવસ્થા કરવાનું મારે માથે."

થયું. અચાનક અરવિંદ અદૃશ્ય થઈ ગયા. ચારે બાજુ શહેરભરમાં પાગલ પેઠે જેને મનુષ્યો ઢુંઢે છે તે કશેય નથી! લેલેની સૂચના મુજબ અમે જ્યાં ગયા હતા તે એક મોટી વેરાન હવેલી હતી. લેલેની પત્ની રાંધતી. તે, અરવિંદ અને હું જમતા. એ બંને જણા રાત દહાડો સામસામા બેસી ધ્યાન કરતા.

મનેયે ધ્યાનમાં બેસાડવા સારૂ લેલેએ મહેનત કરી–હું કોઇક વાર બેસતોયે ખરો. પણુ મારાં ભેજાંમાં તો તે વેળાએ કાવતરાનું ભૂત ભરાયું હતું. તે મને સ્થિર ચિત્તે ધ્યાનસ્થ કેમ થવા દે? આથી, તક મળતાં હું તો ભાગી જતો અને પાસેજ એક તાળાં બનાવવાનું કારખાનું હતું ત્યાં જઇને બેસતો અને તેનું કામ શીખતો. બોમ્બના બારૂદ (દારૂ) માટે પિત્તળ કે કાંસાનું ખોળીયું ઢાળવું પડે છે–તે ક્યાંયથી શીખી લેવા માટેનો મારો આ પ્રયત્ન હતો. ભગવાન અમને તુરતાતુરત ન મળે તો ચાલે એમ હતું, પણુ જો તેણે બોમ્બના કારખાનાના ઇજનેર તરીકે અથવા બંગાળા બેંકની દ્રવ્યથી ભરપૂર લોખંડી ત્રિજોરી રૂપે દેખા દીધી હોત તો હું તેને ભારે આવકાર આપત. મારો સાધનામાં પ્રવેશ થઇ ચૂકેલો પણુ ચિત્ત બહુજ અશુદ્ધ હતું–એટલે કેટલીયે પ્રવૃત્તિઓની ચિન્તા, વિચારો–ભાવનાઓથી વ્યગ્ર હતું. તે બધાથી ઘેરાઇને ધ્યાન કરવું લગભગ અશક્યજ હતું. આ વ્યગ્રતા વિષે વાત કરતાં લેલેએ કહ્યું, "તારા મનમાં હજુ અશુદ્ધિ છે–વાસનાઓ પુષ્કળ રહી છે, તેથીજ મુશ્કેલીઓ આવે છે." મને (તે વેળા તો) ચિઢજ ચઢી. મેં કહ્યું "મેં તો દેશને માટે મારા પ્રાણુ અર્પણુ કર્યા છે–મારામાં હવે વાસતાઓ શી દીઠી?"

લેલેએ હસતાં હસતાં કહ્યું, "તે તને નહિ સમજાય. થોડુંક તપ કરો તો શુદ્ધિ થાય. થોડા દહાડા તો ફક્ત રોટલી ને ઘીજ ખવાશે–મીઠું સુદ્ધાં નહિ. સ્હવારે તો ફક્ત ફળાહાર પરજ રહેવું પડશે."

બે એક દિવસ તો એ પ્રમાણે આપણે કર્યું, પણુ પછી

ગભરાયા. લાચારીથી સાંજને વખતે છૂપો છૂપો ખાસિરાવને જઇ માંસ મચ્છી ઇં૦* વિગેરે ખાઇ આવી, પૂર્વજોના આ લાખ રૂપિયાના દેહની સાચવણી કરતો. મીઠું નહિ, મીઠું માંસ નહિ, મચ્છી નહિ; કેવળ ઘી અને રોટલી! કેમ જી મારા બાપ? આપણે તો એવા નીરસ મીઠા વિનાના ભગ જોઇતા નથી! એ તો જેમ ચાલે છે તેમ સ્વદેશનું કાર્ય નિયમિત ખાનપાન ચલાવ્યાં કરવાનાં. પછી વળી કંઇ દુઃખના દહ આવી પડે તો એવી કષ્ટદાયક સાધનાથી પરમેશ્વરને પ્રાપ્ત કરવ વિચાર કરી લઇશું. હિન્દુસ્તાનને દુષ્કાળનો રોગ તો લાગૂ પડેલ છે; એટલે કદાચ ભવિષ્યમાં રોટલાને અભાવે ઝૂરવું તો આશ્ચર્ય જેવું નથી. અને કદાચ નસીબજોગે બોમ્બને ભ ભારતનો ઉદ્ધાર થયો તો તો એ પરમ ઐશ્વર્યશાળી ભાર પરમેશ્વર કંઈ ભોગવિરોધી નિરાહારી પરમેશ્વર નહિજ હો એટલે આપણને તો થયું કે હવે બંગાળાનું રાજતંત્ર આપ હાથમાં આવે તોજ કંઈ દિ ઉગ્રડો આ પ્રમાણે સાચા ખે ખ્યાલો બાંધતાં સેંકડો જાતના વાસનાથી ઘેરાયેલા એવા જેમતેમ એ દિવસો કાઢ્યા.

અરવિન્દ તો નિશ્ચલ અને ધીર પ્રકૃતિના એટલે વડોદર સહવારથી તે સાંજ સુધી ચોપડીઓના ઢગલામાં પૂરાઇ તેને જે પ્ર રની અસાધ્ય જ્ઞાનતપશ્ચર્યા કરતા મેં જોયલા તે પરથી મને સ લાગેલું કે આ કંઇ ભારે મોટી સાધનાની તૈયારી છે! થોડાક દિવસ અનન્યમન સાધનાથી લેલેનું સમસ્ત યોગબળ અરવિંદમાં પ્રં

* બંગવાસી કાયસ્થો માંસાહારી છે.

પામ્યું–માત્ર ત્રણુજ દિવસમાં તેણે અચલ નીરવ બ્રહ્મ–ભાવનાની સ્થિતિ પ્રાપ્ત કરી. વડોદરેથી મુંબાઈ ગયા બાદ તેની આ અપૂર્વ સાધના વધારે આગળ વધી. મુખેથી સ્વતઃસ્ફુર્તિથી મંત્રો પણ નીકળવા લાગ્યા.

પૂનામાં ભાષણ આપવાનું આવ્યું ત્યારે અરવિન્દે, લેલેની સૂચના પ્રમાણે પ્હેલેથી ભાષણના વિષયપર વિચાર ચિંતન કરીને ભાષણ કરવાનું છોડી દીધું ! શાંતિથી શૂન્ય ભાવે વક્તાના માંચડા પર ઉભા રહેતાંજ એક પછી એક એની મેળે વાકયો સ્ફૂર્યાં જતાં–વિચારો ઉભરાયા જતા. તે પછી અરવિન્દ કલકત્તે ગયા. જતાં પ્હેલાં લેલેને પૂછ્યું " હવે તમારા સહવાસનો લાભ તો મને નહિ મળે, તો કેવી રીતે, કયી પદ્ધતિથી સાધનામાં આગળ ચાલવું તે કહી દો–." લેલેએ પ્હેલાં તો સાધના વિષે કંઈક કંઈક કહેવા માંડયું, પણ પછી અચાનક બોલી ઉઠયા," તને જે શબ્દો–જે વાણી સંભળાય છે–તેના પર સંપૂર્ણ શ્રદ્ધા રાખીને વર્તન કરવાનું તારાથી બની શકશે ? "

અરવિન્દ કહે " હા. સ્હેલાઇથી બની શકશે. "

લેલે–" બસ, ત્યારે તેજ કરવું; એટલે કોઈ જાતની મારી તરફની સૂચનાની જરૂર નથી, એ વાણીજ તને સર્વ સમજાવશે–સર્વ શીખવશે. "

તે પછી હું ગયો કલકત્તે. અરવિન્દ પૂના તરફ ગયા. તેનો રસ્તો ખુલ્લી, સાહજીક રાજનીતિનો હતો, મારો પંથ ન્યારો–ગુપ્ત કુટીલ, બળવાખોરીનો હતો, એટલે સાથે રહ્યાં કેમ બને ? આવો મોટો " સ્વદેશી " નો યુગ વહી ગયો તે દરમ્યાન મારી ને તેની એટલી

ઓછી મુલાકાત થઈ છે કે તેનો વિચાર કરતાં મને પણ ખૂબ અજાયબી થાય છે. જાણ્યે અજાણ્યે મારી કિશોરાવસ્થામાં, જુવાનીમાં કે પ્રૌઢ ઉમ્મરમાંયે મારા નેતા કે આદર્શ કે ગુરૂ જે કહો તે એમનેજ ગણું છું. જીવું અને ઇશ્વરની ઇચ્છાએ બને તો મારો ઇરાદો છે કે અરવિન્દનું જીવનચરિત્ર આલેખું–અને તેના અને મારા સંબંધ વિષેની સર્વ વાતો ઇચ્છાનુસાર ગૂંથીને ભારતને ચરણે રજુ કરૂં.

હું હવે આવ્યો મુરારીપુકુર બાગાનમાં–ત્યાં અમારો કાવતરાંખોરોનો અખાડો હતો. અમારામાંના સર્વને જણાવી દીધું કે દરખણુ કંઇ મદદમાં ઉભેલું નથી–સારા દેશની આંખ ઉઘાડવા માટે બંગાળાનેજ–બંગમૈયાનાં મુઠ્ઠીભર મૃત્યુભય વિનાના સાહસિક પુત્રોનેજ આગળ ધપવું પડશે. મારૂં મન એ વેળા દરેક જાતના દ્વંદ્વથી –શંકાથી, ચિંતાથી વ્યાકુળતાથી રહિત બન્યું. પારકાની આશ રાખવાની નિર્બળતા તજી જાણે એક જાતની નવી મુક્તિ મળી હોય તેમ જોરાવર બની હૃદય ગાજી ઉઠ્યું, " મારામાં સર્વ શક્તિ છે–હું બધું કરી શકું છું. જે કોઈ નથી કરી શકતું તે હું સાધ્ય કરી બતાવીશ." હમ્મેશાં વિપદના વાદળાં ઘેરાય, આફતો આવી પડે એવી દશામાં મારામાં બેહદ હિમ્મત જાગે છે–તેજ પ્રમાણે આ વખતે પણ થયું. આ વિષયમાંજ લખતાં ઉપેન્દ્રે પોતાની 'નિર્બાસિતેર આત્મકથા,' (દેશનિકાલીઓની આત્મકથા) માં લખ્યું છે કે "ચારે બાજુથી, હો–હો–રે–રે–એમ જાણે પડઘો પડ્યો–ધીમે ધીમે નવા નવા જુવાનો આવીને ભળવા લાગ્યા." અને જુવાનિયાઓ આવીને જોડાય તેમાં નવાઈ ન્હોતી. તે વેળા ચોમેર અનુશીલન-સમિતિ, આત્મોન્નતિ-સમિતિ, સુહૃદ-સમિતિ વિગેરે

નામ હેઠળ મંડળો ચાલીજ રહ્યાં હતાં-સારા બંગાળના તરૂણવર્ગમાં બસ કંઈ પણ ખૂનખરાબી કરવી એવો જુસ્સો જાગી ઉઠ્યો હતો. જુદા જુદા જીલ્લાઓના નાના નાના મંડળો સાથે ચિઠ્ઠીપત્રી કરતાંજ વાર-અને નૌજેવાનોનાં ટોળે ટોળાં જોડાવાને આવવા લાગ્યા. પણ પૈસા .........? રૂપેરી રાજા વિના કંઈ આ કામ આગળ ચાલવાનું હતું?

થોડી ઘણી રકમ મળી, પણ જરૂરિયાતના પ્રમાણમાં તે સાગરમાં ટીપાં સમાન હતી જરૂરિયાતોની સાથે જુદ્ધ કરતાં કરતાં, દેશની હૃદયહીનતા પર બખડાટ ચલાવતાં ચલાવતાં, જ્યારે હૈયું ગભરાઈ જતું ત્યારે લેલેએ બતાવેલી સાધના મુજબ હું ધ્યાન કરવા બેસતો. પણ સાચે સાચી વાત-મારે કંઇ ઇશ્વિર મેળવવો ન હતો. ભગવાન શી વસ્તુ છે,-માનવીના જીવન રૂપી ધાતુનું તે પારસ રતનનાં સ્પર્શથી કેવું રૂપાન્તર થાય છે, કેવાં શકિત અને જ્ઞાન પ્રાપ્ત થાય છે-તેનો મને ત્યારે રતિભાર ખ્યાલ ન્હોતો. મારાં ભાવના, ચિન્તા, કર્મ, ધર્મ, જપ, તપ, 'સબકુછ' બસ દેશ દેશ ને દેશ મૈયામાંજ સમાયાં હતાં. વિચારતો, કે દેશ એજ બસ ભગવાનની પ્રતિમા છે-એની પૂજા એજ તેની પૂજા છે. પણ એ પ્રતિમા કોની, -એ ભગવાન કેવા છે-તે સમુદ્રથી તે હિમાલય સુધીનું સ્વદેશ સ્વરૂપ ધારણ કરી મારી પૂજાને અંગીકાર કરશે કે નહિ; તે વિચારવાની મને ફુરસદ (!) ન્હોતી. ભગવાન રૂપી વસ્તુ મેળવવા હું ઇચ્છતો પણ તેની બીજી શોધ ન કરતો.-ન જાણતો કે દેશનો ઉદ્ધાર એ સાધ્ય છે-ઇશ્વિરપ્રાપ્તિ એ તેનું સાધન છે—છતાંએ કોણ જાણે શાંયે આકર્ષણથી હું ધ્યાન કરતો. પણ જે અસ્પષ્ટ આદેશ મળતો

–થતો તે મને એટલો બધો અસહ્ય થતો કે મારી સાધના ભાંગીને તૂટી જતી. મારાં ચિત્ત અને પ્રાણની અશુદ્ધિ રૂપી જ્વાળાનુંજ એ પરિણામ. આવું વણમાંગ્યું મળેલું અમૃત પણ મારા વિષકુંભ માં ઝેર બનતું જતું હતું તે હું તે વેળા ન સમજ્યો. આથી મેં લેલેને કાગળ લખ્યો, "ધ્યાનમાં બેસતાં મને આવી અગન બળે છે. તમે કોઇક અપૂર્વ રસનાં ઝરણુ ખોલી આપ્યાં છે પણ મારાં તરસ્યાં જીવનમાં તેને કયી રીતે ગ્રહણ કરવાં તે હું જાણતો નથી. તમે એક વાર બંગાળે આવો. હું ભાડું આપીશ."



## ૮. લેલેજી બંગાળામાં

ઇ.સ. ૧૯૦૯ના ફેબ્રુઆરી મહિનામાં લેલે બંગાળે આવ્યા. કલકત્તામાં તેઓ સેનજદા—અરવિંદના સ્કોટ લેનમાં આવેલા મકાનમાં ઉતર્યા હતાં. તે વેળા બાબાભારતી દેશભરમાં વૈષ્ણવ ભક્તોનું મંડળ લઈ ઘૂમી રહ્યા હતા. તેમને વિષે લેલેએ કહેલું, કે "આ માણસ મોટો સાધક છે. ભક્તિ અને પ્રેમધર્મની તે સાધના કરે છે, સાચો ભક્ત તેની પાસે ઉંચું આસન પામે છે." લેલે પણ પ્રેમભક્તિ માર્ગથીજ સાધના કરતા હતા. "બાગાન"માં તેની સાથે મુલાકાત થતાં ઉપેન્દ્ર વેદાન્તમાં બતાવેલા જ્ઞાનમાર્ગ વિષે અને બ્રહ્મવસ્તુજ પરમ વસ્તુ છે એમ કહી દલીલ કરતો. લેલે કહેતા, "જુઓ અરૂપ સત્ય છે—કિન્તુ રૂપ પણ સત્ય છે. મેં એ અનુભવ્યું છે." વેદાન્તજ્ઞાન અને સર્વં ખલ્વિદં બ્રહ્મની વાતો સાંભળી બોલતા, "તે તેં અનુભવ્યું છે—મેળવ્યું છે? એમ હોય તો તો મારે કંઈ કહેવાપણું નથી. તેમ હોય નો, બસ થઈ રહ્યું." ત્તેને

"પરમ ધન પ્રભુનાં" મળ્યા છે, તેની સાથે દલીલ શી ચાલે? પ્રત્યક્ષ જ્ઞાનની તો વાતજ ન્યારી છે. બેળૂર મઠમાંયે લેલેએ એક દિવસ બ્રહ્માનંદ સ્વામીની સાથે એક એકાન્ત ઓરડામાં સમાધિ કરી હતી. તેમને વિષે પણ લેલેનો બહુ ઉંચો અભિપ્રાય હતો. બંગાળે આવતાં લેલે પોતાના એક દક્ષિણી શિષ્યનેયે સાથે લેતા આવેલા.

તે વેળા "બાગાન"માં ધમધોકાર કામ ચાલી રહ્યું હતું. વૈદ્યનાથ જંક્ષનનો અખાડો પણ બે એક મહિના થયા શરૂ થઈ ચૂકયો હતો. લેલેને હું બાગાનમાં લઈ આવેલો. તેને અંદરની કશીયે બાતમી આપી તો ન્હોતી, પણ તેને બધું સમજાઈ ગયું હતું. તેમને લાગ્યું, કે આ લોકો કોણ જાણે શોયે હત્યાકાંડ મચાવશે, આગલી પાછલીનો વિચાર કર્યા વિના માત્ર હુંપદથી પોતાની શકિત પર અંધ શ્રદ્ધાથી ક્ષુદ્ર કામ આદર્યું છે તેમાંથી છેવટે સર્વનાશજ નીપજશે.

ભગવદ્દજ્ઞાની મનુષ્યની વાતો તો બધાયે સાંભળી હશે પણ તેની અપૂર્વતા—કેવી અપરિચિત, સત્ય સૃષ્ટિમાં તે વસે છે તેનો પ્રત્યક્ષ ખ્યાલ કોને હોય છે? યં લબ્ધ્વા ચાપરં જ્ઞાનં મન્યસે નાધિકમ્ તતઃ—જે મળ્યે બીજાં કોઈ ઐશ્વર્યની લાલસા રહેતી નથી તે પારસમણિ લેલેને પ્રાપ્ત થયો હતો. તે કાર્ય કરતા —પણ કોઈ જાતની લાલસા વિના અંતરદેવતાની સૂચના પ્રમાણે —તેના આદેશ મુજબ વર્તતા. એવીજ સ્થિતિમાં મને પણ મૂકવાની તેમની ઇચ્છા હતી. એક દિવસે બહુ સમજાવીને કહ્યું, "જુઓ, તમે આ રસ્તો કોના પર લીધો છે વારૂ? હિન્દમૈયા એક દિવસ સ્વતંત્ર થશેજ—તે તો અનિવાર્ય છે કાલે સ્હવારે સૂરજ ઉગશેજ એ જેટલી

અચૂક અને અવસ્ય બનનારી વાત છે તેજ મુજબ ભારતની સ્વતંત્રતા પણ સ્વયંસિદ્ધ છે–પણ તેને માટે રસ્તો આ નથી!"

મેં પૂછ્યું, "ત્યારે?—"

લેલેઃ–સ્વદેશની–કે માનવીઓની મુક્તિને માટે શું ખૂનરેજી શિવાય બીજો રસ્તો નથી?—**ભારત, રૂધિરનું એક બિન્દુ પણ પાડ્યા વિના સ્વતંત્રતા મેળવશે."**

ફરી મેં સવાલ કર્યો "કેવી રીતે? "

"તે જો જોવું હોય તો મારી સાથે આવ. એક એકાંત પહાડી ગુફામાં હું તને બેસાડી દઇશ–તારા ખાવાપીવા વિગેરેની સર્વ વ્યવસ્થા કરી આપીશ–ત્યાંજ તને સર્વ કાંઇ મળશે. છ મહિના ત્યાં સાધના કરવાની. હું ખાતરી આપું છું–ઇશ્વર તને આદેશ આપશે. દેશનો આગેવાન થવા જે ઇચ્છેછે–કરોડો માણસોના ભાગ્યને જે પોતાની હથેળીમાં રાખીને ફરવા ઇચ્છે છે તે આંધળો થઇને ચાલે, એ કામ ન આવે. રસ્તે તો દેખતી આંખે ચાલવું જોઇએ. ઇશ્વરી પ્રેરણા મેળવીને કામ કર; પછી કંઇ ભૂલ નહિ થાય –જેનું એ કાર્ય છે તે તને શક્તિ આપશે. તે તને રસ્તો બતાવશે."

મેં પૂછ્યું "એ કેવી રીતે બને? મેં કેટલાયે માણસો પાસેથી હજારો રૂપિયા લીધા છે; ગીતાજી અને તલ્વારને અડી સોગંદ લીધા છે કે જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી આ કાર્ય કરવું એજ મારૂં જીવનવ્રત રહેશે. એ કામ છ મહિના માટે પણ હું કેમ મૂકી દઇ શકું?—"

લેલેઃ–હું તને કામ છોડી દેવાનું ક્યાં કહું છું ? તને પ્રેરણા

મળે પછી જેમ ઇચ્છા થાય તેમ વર્તજે—હું વાંધો નહિ લઉં."

મેં જણાવ્યું " એ નહિ બને."

લેલે:—" ઠીક, તો ત્રણ મહિના તો અવાશે ?—મહિનામાંજ ઇશ્વર વાણી તને સંભળાશે."—

" હું પ્રતિજ્ઞા વડે બંધાયેલો છું. ત્રણ દિવસ માટે પણ કામ છોડી દેવાનું મારાથી નહિ બને."

લેલે:—" તુરતમાંજ તારે માથે ભયાનક આફત ઝઝૂમી રહી છે."

" શું ?—મૃત્યુ ? તેને માટે તત્પર થઇનેજ મેદાનમાં ઉતરેલો છું."

લેલે:—" એ આફત તો મૃત્યુથીયે વિશેષ ભયાનક છે."

તોયે મેં ધ્યાન ન આપ્યું. લેલેએ મને સમજાવીને કહ્યું, ઉપેન્દ્રને પણ વાર્યો;—પણ અમે શ્રદ્ધા ન રાખી—તેનું કહ્યું ન માન્યું. ઉપેન્દ્રનો સ્વભાવ તો શંકાશીલ હતો—આ કરવું કે તે કરવું તેનો નિશ્ચય કરવાનો હોય ત્યારે તે મુંઝાતો. મારો સ્વભાવ વિચાર કરીને ગમે તે એક નિર્ણય પર તુરત આવી જવાનો હતો—Quick Decision, Quick Action ! લેલેના કહેવાથી કંઇક પીગળી ઉપેન્દ્ર જરા સંશયમાં પડયો ખરો.

એક દિવસ સ્કોટ લેનમાં આવેલા સેજદા (અરવિન્દ)ના ઘર તરફ હું લેલેની ખોળમાં ગયો હતો. અચાનક એક દ્વાર ઠેલી જોયું તો તે નેત્રો મિંચી મુડદાની પેઠે પડેલા છે અને પેલો દક્ષિણી શિષ્ય તેના ચરણો પર બેસી ડૂસ્કે ડૂસ્કે રડે છે. હું તો શાયે ભયથી ધીરેથી બારણું બંધ કરી ચાલ્યો આવ્યો. આજે મને એનો અર્થ સમજાય છે, કે એ અપૂર્વ સાધક પોતાની આત્મસમર્પિત

ભક્તિનું આકર્ષણ કરી પોતાનું સાધનાબળ પેલાના તરૂણ હૃદયમાં દાખલ કરી રહ્યા હતા. અને સમજાય છે કે તેમનામાં ગુરૂ થવાની લાલસા જેવું મને જે લાગતું હતું તે જીજ્ઞાસુના અંતરનાં દ્વાર ખોલવાની એની કુશળતા હતી. હવે તો કલ્પાતુંયે નથી કે આવા મહાન નિષ્કપટ સ્વર્થત્યાગીનું આવું આચરણ તે વેળા મનમાં અકારૂં કેમ લાગતું? મારા જેવા હિન્દુના સંતાનને–તપોભૂમિ ભારતમૈયાના બાળકને–એ વેળા આવા સન્દેહ કેમ ઉપજ્યા ? ખરે એ પાશ્ચાત્ય સંસ્કૃતિના પાસનુંજ પરિણામ. યૂરોપે પોતાની સંકુચિત સંસ્કૃતિની અહંકારવૃત્તિમાં આપણી સ્વયંભુ શ્રદ્ધાને ડૂબાવી દીધી છે. અમરતાના સંતાનોના અંતરમાંનાં અનંતલોકના અધખુલા દ્વાર બંધ કરી દીધાં છે.

મને કે ઉપેન્દ્રને સમજાવી ન શકાયા, એટલે લેલે જતી વખત પ્રફુલ્લ ચાકીને પોતાની સાથે તેડી ગયા. મેં તો કંઈ વાંધો ન લીધો; પણ ઉપેન્દ્ર સમજાવી સમજાવીને તેને અડધે રસ્તેથી પાછો ખેંચી લાવ્યો. તે વેળાએ મોત તેને શિરે ઝઝૂમી રહ્યું હતું; પ્રફુલ્લની આટલા દિવસોની અનન્ય કામના અંતરજામી ભગવાને જાણી હતી. એટલે તેનું સાધુ થઇ જવાનું બનેજ કેમ? લાચારીથી, સ્હેજ નિરાશ થઇને લેલે પાછા ફર્યા.

તે પછીજ અમે બધા પકડાયા. મહાપુરૂષનું વચન સફળ થયું—મૃત્યુથી પણ વધારે ભયાનક આફત–સજા–જેલજાત્રા અમારે ભોગવવી પડી. લેલે અસાધારણ સાધક તો ખરા, એમાં મને જરા સંદેહ નથી. એક દિવસ સેજદાને ઘેર ઉપેન્દ્રને કંઇ બહુ છૂપી વાતો એમણે કહેલી; એક વાર એને પાસે બેસાડી થોડીક મિનિટમાંજ

તેને મુક્તિનો અનન્ય આનંદ અનુભવાવ્યો. આવું બધું જોવા છતાંયે મારૂં પાપી મન ન સમજ્યું – ન પીગળ્યું. વિધાતાએ નસીબમાં લખ્યું હશે, તે કેમ મિથ્યા થાય?

* * *

કલકત્તે આવી લેલેએ અરવિન્દને પૂછેલું, " હમણાં તમે શી શી સાધના કરો છો?"

અરવિન્દે કહ્યું, "કંઇયે નહિ."

"કેમ વારૂ ?"

"બધુંયે છોડી દીધું છે. તમારી સૂચના પ્રમાણે પ્રેરણા અનસરૂં છું. એ પ્રેરણાની સૂચનાથીજ હવે મેં બધી સાધના છોડી દીધી છે."

લેલે:– અરેરે–શયતાનનીજ એ ચાલાકી. The Devil has Got hold of you !"

તે વેળા અરવિન્દે ગંભીર સાધનાની અવસ્થામાં પ્રવેશ કર્યો હતો. સર્વ ધર્માન્ પરિત્યજ્ય મામેકમ્ શરણમ્ વ્રજ–આ સર્વ સમર્પણના માર્ગમાં સારૂંયે જીવન ઇશ્વિરચરણે અર્પણ થયું હતું. પરમ ભક્ત અને સાધક લેલેએ સમજવામાં ભૂલ કરી હતી. અરવિન્દે પણ ત્યારે અને તે પછી તેનાથી પોતાનું હૃદય છૂપાવવા માડ્યું.



## ૯. પકડાયા

તે વેળાએ અમારામાંના ઘણા તો મરણુની ભેટ કરી ચૂકેલા હતા. અમૂક જગાએ બોમ્બ નાંખવાનું ફરમાન છૂટે એટલે કોણે મરવું-કોણે એ દુઃસાહસનો આનંદ ભોગવવાનું બીડું ઝડપી જીવન શેત્રંજના પાસા નાંખવા તે માટે ભારે હોંસાતોંસી-પડાપડી થતી. જેને જવાનું ન મળે એ મ્હોંનો તોબરો ચઢાવીને બેસતા. પ્રફુલ્લ ચક્રવર્તીને એકે પરાક્રમ ખેલવાનું ન મળવાથી તે મારી સાથે રીસાયેલો. પણ તેનેયે જે જોઈતું હતુ તે મળ્યું. રણચંડિકા તેના પર પ્રસન્ન થઇ-તેને પોતાની સોડમાં તાણી લીધો. અમારામાં સૌ કરતાં વધારે વિચારશીલ, અને ચારિત્ર્યવાન પ્રફુલ્લ, ઉજ્જડ પહાડને શિખરે બોમ્બ ફોડતાં સ્વર્ગવાસી થયો. એટલે માજીને લાગ્યું કે હવે આ મારૂં રણચંડી સ્વરૂપ સંકેલી લેવું જોઇએ. -જો એમ ન હોત તો એ પછી તુરતજ અમે સઘળા એક

સામટાજ પકડાઈ ગયા, એનું શું કારણ? આ પ્રફુલ્લ વિષે લખતાંજ ઉપેન્દ્રે પોતાનાં પુસ્તકમાં લખ્યું છે, કે "એ વેળા એક માઠા બનાવથી મારૂં ચિત્ત બહુ વ્યગ્ર બની ગયું. અમારામાંનો એક નૌજવાન અકસ્માતથી મરાયો. અમારી સાથે જેટલા જુવાનો હતા તે બધાય કરતાં એ વધારે બુદ્ધિશાળી હતો. તેના સ્વભાવમાંજ શાં જાદુ ભર્યાં હતાં, કે જે તેને જોતું તે તેનાપર મોહી પડયા વિના રહેતું નહિ. તેના મરણની ખબર સાંભળતાં એક પ્રકારના ગુસ્સાથી –ક્ષોભથી હૃદય ખળભળી ઉઠયું. જાણે હૃદય રડવા લાગ્યું–જાણે બધું ઉપાડેલું–આરંભેલું કામ તજી દઇએ એવી પણ વૃત્તિ થઈ."

બંગાળામાં રણચંડી ચામુંડા સ્વરૂપે દેખાઇ પણ તેણે પોતાનું પોત ન પ્રકાશ્યું; એકજ વાર નહિ પણ કેટલીયે વાર એ રકતયુગનો અગ્નિ બ્રહ્માએ લખ્યું હશે તે પ્રમાણે માનવીની ભૂલચૂકને પરિણામે સળગેલો પણ બુઝાઈ ગયો–હોલવાઇ ગયો. કેટલીકવાર તો મનમાં થતું કે ભારતમૈયાનું ભાગ્ય એ રીતે નહિ ફેરવાય, –કદાચ મહાપુરુષ લેલેનું વચન સફળ થશે! તેણે કહેલું, હિન્દ સ્વતંત્ર તો થશેજ થશે, પણ તે ખૂનરેજી વિનાજ. ઇશ્વરના આશીર્વાદ પેઠે જાણે ઉપરથી સ્વતંત્રતાનું ધન તમારા હાથમાં આવી પડશે–તમારે ફકત શાસનતંત્ર રચીને તેને નિભાવવું પડશે. ઇશ્વરની ઇચ્છા શી છે તે તો તે જાણે; પણ એ પછી તો મેં એ પંથ છોડી દીધો છે. પત્થરની દિવાલો વચ્ચે બાર બાર વરસો સુધી મેં વિચાર્યું છે, "પ્રભો હું હવે તારે પંથે વિચરનાર મુસાફર છું. તારૂં કામ–તારી અપૂર્વ લીલા તુંજ ભજવ્યા કર."

પ્રફુલ્લ ચાકી અને ખૂદિરામને મુઝફ્ફરપૂર મોકલ્યા પછીના અમારા દિવસો રોજ તેને સંભારવામાં જતા. રોજ એમ્પાયર છાપું ખરીદીને જોતા, કે કામ પાર પડ્યું કે નહિ. બાગાનથી કોઇક ને કોઇક જઇ રોજ બપોરે ત્રણ વાગે છાપું ખરીદી લાવતું. અમે પકડાયા તેને આગલે દિવસે નસીબસંજોગે આ કામ અવિનાશચન્દ્ર ભટ્ટાચાર્યજી ને માથે આવી પડ્યું. અવિનાશને નવશક્તિ (પત્ર) ને અંગે ફુરસદ બહુ ઓછીજ મળતી. એ બાગાનમાં ન્હોતા રહેતા, બાગાનની પ્રવૃત્તિઓ વિષે પણ એને બહુ જ્ઞાન ન્હોતું. પોતાનું કામકાજ આટોપી તેને છાપું લઇ બાગાને આવતાં આવતાં રાતના આઠ વાગી ગયા. પેપરમાં મુઝફ્ફરપુરમાં બોમ્બ ફાટવાની બીના હતી. સાથે સાથે નોંધ હતી કે " આ કાવતરું કોના તરફથી રચવામાં આવ્યું છે, તેની પોલિસને પાકે પાયે ખબર છે. થોડાજ વખતમાં તે સર્વની ખબર લેવામાં આવશે. "

વાંચતાંજ તરત બાગાન છોડી આમતેમ વિખરાઇ જવું એવી દરખાસ્ત રજુ થઇ. પણ આટલો વખત મહેનત કરીને તૈયાર કરેલો માલમસાલો અચાનક ખસેડી પણ ક્યાં શકાય ? આખરે એમ ઠર્યું કે પાછલે પ્હોરે ખૂબ વ્હેલા ઉઠી જેને જેમ ફાવે તેમ ભાગી જવું— વસ્તુઓને હમણાંજ ઠેકાણે કરી દેવી. માલમસાલો અને હથિયારો તો અમારો જીવજાન ગણાય;–કારણ એ બે મેળવવાં એ ભારે મુશ્કેલ કામ છે. તુરતાતુરત બાગાનમાં જમીન તળે સઘળું દાટી દીધું. તે પછી થાક્યાપાક્યા મોડી રાતે જુવાન દેશવીરો ભૂખ્યા પડી રહ્યા–બીજે કશે ગયા નહિ. પોત પોતાની પથારીમાં સૂઇ ગયા.

અને સ્હવાર તો પડેજ શાની ? ચાર વાગતાંમાં તો પોલિસે આવી બાગાને ઘેરો ઘાલ્યો. અચાનક જાગીને જોઉંછું તો બાગાન ની બહાર ચારે બાજુ કંઈ અવાજ થઇ રહ્યો હતો. દરવાજાની એક ફાટમાંથી પરેશ મૈલિક અને બીજા એક બારણાંની તડમાંથી ઉપેન્દ્ર બ્હાર ડોળા ફાડી ને જુએછે. "શું છે રે !" એમ પૂછતા છતાં કોઇએ જવાબ દીધો નહિ એટલે મે પરેશની પાસે જઈ ફાટમાંથી નજર કરી તો બ્હાર પોલિસ ! કોણ જાણે કયાંથી મારામાં કોઇ સાહસિક વૃત્તિ જાગી ઉઠી. સામેનો દરવાજો ઉઘાડી હું બહાર નીકળ્યો–હાથમાં રિવોલ્વર સાથે સારજંટ ઉભો હતો. મેં પૂછ્યું. "શું જોઇએ છે ?"

સારજન્ટઃ—તું કોણ છે ?

મેં કહ્યુંઃ—હું બાગાનનો માલિકછું.

સારજન્ટઃ—બાંધો ઇસ્કો.

મે બૂમ પાડીઃ—ઃ—આવોરે, બ્હાર આવો.

કોઈ આવ્યું નહિ. ચારપાંચ સિપાઇડાઓએ મને પકડી કમ્મરે દોરડું બાંધ્યું. હુડહુડ કરતાં કેટલાક હવાલદાર, સિપાઇઓ અન્દર ઘૂસી ગયા અને એકપછી એક બધાયે દેશવીરોને પકડી આણી ફુસ્કેટાટ બાંધી તળાવ કાંઠે આંબા નીચે બેસાડયા. એક નાનકડા ઓરડામાં કોણજાણે કયી વેળા તક સાધી કોઇ પડદા પાછળ ઉપેન્દ્ર છૂપાઈ ગયો હશે, તે પકડાએલાઓમાં મારા જોવામાં ન આવ્યો; એટલે મને થયું કે ગમે તેમ કરી પણ તે નાસી છૂટયો હશે. હવે કયારે પહો ફાટે તેના બધા રાહ જોવા લાગ્યા.

સ્હવારે બાપડા કેટલાક રાહદારીઓને પકડીને પોલિસે ઘર-

તપાસના સાક્ષી ઠોકી બેસાડ્યા, અને એક સારજન્ટે આવી મ
કહ્યું, " હું તમારા આ ઘરની તપાસ કરવાનો છું. જો ઇચ્છા હો
તો મેં મારી પાસે કંઇ છૂપાવી નથી રાખ્યું તેની ખાતરી મા
કપડાંચપડાં જોઇ લ્યો." મને કંઇ તેવું કરવાની જરૂર ન લાગી. કો
જાણે કેમ ઇશ્વર પર કંઇક અજબ શ્રદ્ધા બેસતી જતી હતી. અ
આટલી સ્થિતિએ પહોંચવા છતાં લાગતું હતું કે માલમસાલો કે હથિ
યાર બ્હાર ન કાઢી શકે તો પછી એ શું કરી શકવાનો છે? જોઇએ
તો ખરા, ઉંટડો કયી બાજુ બેસે છે!

કલાક સુધી ખાંખાંખોળા કર્યાં ત્યારે એમ્પાયર છાપાંની નકલે
થોડાએક કાગળો અને એક બે ખાલી કારટ્રીજનાં ખોખાં શિવાય બીજ
કંઇ હાથ ન આવ્યું. હા, એક બે માટલીઓમાં કંઈ મૂળીયાં સાથે
માટી, થોડોક ગુંદર અને બીજી માટલીમાં એ બંને વસ્તુ સાથે મિશ્ર
કરેલું અળશીનું તેલ–આટલી વસ્તુઓને બોમ્બનો મસાલો ધાર
ખૂબ કાળજીથી સંભાળીને પોલિસે પોતાની સાથે લઈ લીધી.
પછી અચાનક એ સાહેબડો પાસેના ઓરડામાં ઘુસી ગયો અ
પડદા પાછળથી ઉપેન્દ્રને ખેંચી કાઢયો. અને ચાર પાંચ સિપાઇઓ
તેને ટાંગાટોળી કરી ઘૂવડની પેઠે હુ...ઉ...ઉ કરતાં બ્હાર આણે

" એમ્પાયર " છાપાંમાં મુઝફ્ફરપૂરવાળી ખબરને ભૂરી પેન્સીલ
નિશાની કરેલી હતી. સારજન્ટ સુમુંડી મારા નાક આગળ તે ધરીને કહે
" Very interesting news !–ભારે રસિક ખબર છે, ખરૂંને?
મેં પણ કહ્યું-"ખરેખર! બહુ મઝાની ખબર." ઉપેન્દ્રને બહાર કાઢી લાવ
એટલે ક્રેઓનિ સાહેબ ઝળક્યા; " Isn't it funny? કેવી મઝા!
હૈડું તો બળી જતું, છતાં દાંત કાઢીને હું ખીખી હસતો. મનુ

દુ:ખમાં પણ હસે છે તેના અનુભવની મારી જીંદગીમાં અહિંથી શરૂઆત થઇ.

અચાનક મને તેઓ જ્યાં માલમસાલો દાટયો હતો ત્યાં લઈ ગયા. મેં જોયું તો જમીનને ખોદી નાંખી હતી. આટઆટલી ખૂબીથી છૂપાવેલાં બોમ્બ, રિવોલ્વર,–બધું ખાડામાંથી મારા તરફ ડોકિયા કરી રહ્યું હતું. મને જેટલી અજાયબી અને દિલગિરી થઇ તેટલી હું ધારૂં છું કે પોતાના ખાનદાન કુટુમ્બની, જેને સૂરજેયે નિહાળી ન હોય એવી કુળવધુને જાહેર રસ્તા પર ખડખડ હસતી ઉભેલી જોનાર સસરાનેયે ન થાય એવી મારી ખાતરી છે. મનજી કહેવા લાગ્યા “ થઈ ચૂક્યું. હવે આ દુનિયાના પડ પરથી તમારી બાજી ઉડી ગઇ ! ” અભિમાનથી મારી આંખોમાં જળબિન્દુ ઉભરાયાં–ક્રોધથી અંતરાત્મા કહેવા લાગ્યો “ હે પરમેશ્વર ! બધું ખેદાનમેદાન કયું–સૌ કંઇ વેરણખેરણ કર્યું ! લે ત્યારે હુંયે બાકીનું પૂરૂં કરી આપું.” ગુસ્સે ભરાઇ મેં જે કંઈ હતું તે સર્વ બતાવી દીધું. વિભૂતિ અને શચીન્દ્રને પકડી ખેંચાતાણ કરે છે–દમદાટી દે છે એવું જોઈ એક કાગળ માંગી લઇ મેં લખી આપ્યું “ બધું મેં કયું છે–હુંજ પૂરેપૂરો જવાબદાર છું આ બધા તદ્દન નિરપરાધી છે.” એ વાંચી એક સારજન્ટ બોલ્યો “ વાહ ! Noble fellow ! ”—એ સ્તુતિ વચન પણ મારે કાને તો ઝેર જેવું કડવું લાગ્યું.

તે પછી આવ્યા રામસદય મુકરજી. બીજા આવ્યા ક્રીમિનલ ઇનવેસ્ટીગેશન ખાતાના બડાસાહેબ મિ૦ પ્લાઉડેન. તે કહે. “ બારીંદ્ર ! તું આવો ખાનદાન કુળનો–ને આવાં કાવતરાં કરેછે ! હું તારા મોટાભાઈ વિનયને સારી પેઠે પિછાનુ છું ! છિ: છિ: આવું અઘોર

કાવતરૂં !" મેં કહ્યું " સાહેબ ! મેં બધું બતાવી દીધું છે અને બધો ગુન્હો જાતે કબૂલી લીધો છે ! તો હવે મને ખોટો ત્રાસ શેનો અપાય છે? સારજન્ટ ગાળાગાળી કેમ કરે છે?" પ્લા :- " A man in your position should not expect too much— (આવું કરીને પછી ભારે વિનયની આશા રાખવી ફોકટ છે.)"

મને સમજાયું કે આજ પછી, ન્યાય અને કાયદેસરની વ્યવસ્થા માટે આટલું બધું અભિમાન ધરાવનાર ઇંગ્રેજોના હાથનાં અપમાન હવે હમ્મેશના ખોરાક જેવાં થઇ રહેશે. એ પછી જેલખાનામાં પઠાણની લાકડીનો માર ખાતાંયે મેં કદિ અપમાન ધારી આંસુ સાર્યાં નથી-મુંગા મુંગા સઘળું સહન કર્યું છે. સારા દેશમાં કાવતરૂં ફેલાવવાની યોજના જે કરે, તેણે એ મૃત્યુયજ્ઞમાં આબરૂ ઇજ્જત, ઘરબાર અને સર્વ સુખસામગ્રીનો હોમ કરવો પડે તેમાં શી નવાઇ! મેં પે ક્યો. પણ એ અનિવાર્ય વસ્તુ સહન કરવાને જેટલું શાન્ત ઉદાસીન, સ્થિતપ્રજ્ઞ હૃદય જોઇયે તેટલું મારૂં ન હોવાથી મહન કરવાને પ્રસંગે મને ઘણું દુ:ખ થયું. છતાંયે જે થોડી ઘણી સહનશક્તિ આવેલી તે પેલા અપૂર્વ મહાપુરુષ લેલેએ બતાવેલી સાધનાને બળે જે મેં મારા વિપ્લવની ધમાલમાં, સ્વતંત્રતાના મારા કાળમાં ગ્રહણ ન કર્યું તે આપત્તિકાળે, માથે ઝઝૂમતા મૃત્યુને લઇને બંદીવાનની સ્થિતિમાં ગ્રહણ કર્યું.

આવી ભારે કસોટી ઇશ્વિરે બહુ ઓછાજ ભક્તોની કરી છે ! -ઘર તજ્યું, દેશ તજાયો, અને બાર બાર વરસની દેશનિકાલ ! અને હવે તો બાર વરસની દેશનિકાલ પછી તો તેનીજ સાધના ચાલ્યાં કરે છે-ગમે ત્યારે પકડાઉં તેનીયે હવે પરવા નથી !

ઇશ્વર કેટલો માયાળુ છે !



## ૧૦. પોલિસ ઑફીસે

હું ધારૂંછું કે લગભગ બપોરે ચાર વાગ્યાને શુમારે અમને પકડીને લઇ ગયા. બીજાઓને લાલબજારની ચોકીની કોટડીમાં પૂરી તાળું લગાવી પોલિસ મને કયે રસ્તે લઇ ગઇ તે કંઇ આજે યાદ આવતું નથી . પણ લાલબજાર આગળથી એક સારજન્ટ સાથે મને ડીટેક્ટિવ ઓફિસે મોકલવામાં આવ્યો. સારજન્ટ પણ છેક નાદાન હતો—સોળેક સત્તરેક વરસનો હશે; પણ હાથમાં તો ભરેલી પિસ્તોલ રાખી હતી. કલકત્તાના ભર્યા-ભાદર્યા રસ્તાઓ પર તે આગળ આગળ ચાલવા લાગ્યો—હું તેની પાછળ ચાલ્યો—નાસવાનો યત્ન કરતાં બહુ તો તે બાર કરતે. પણ ગોળી તો લાગે કે ચૂકી પણ જાય ! છતાં મેં

યત્ન ન કર્યો. મેં લખ્યું છે કે મારી બધી હોંશ જાણે સુકાઈ ગઇ હતી. ભારે અભિમાન અને ક્ષોભથી મેં ઠરાવેલું કે આ ઝેરનો પ્યાલો હું પૂરેપૂરો પી જઇશ.

તેની આજ્ઞા મુજબ હું ટ્રામમાં બેઠો. ટ્રામમાં કેટલાયે નોકરીનું લૂણ ખાનારા, શેઠની ગુલામી બજાવી ઘરે પાછા ફરતા બેઠેલા હતા –કેટલા રોફદાર ચશ્મા અને ચેઇન વાળા બાબુજીઓ ચિરૂટમાંથી ધૂમાડાના ગોટેગોટ કાઢી રહ્યા હતા. ખબર ન્હોતી કે તેમની પાસે આજે બારીન્દ્ર બન્દીવાન બની બેઠેલોછે. અને જાણ્યું હોત તોયે શું ? હિન્દુસ્તાન નથી રૂશિયા– નથી આયર્લાંડ ! તે વેળાએ અંતરમાં થયું કે, ખોટા ખોટા ખ્યાલ બાંધી બધુંયે કર્યું–પણ દેશને તૈયાર ન કર્યો. જેને કાજે–જેની પરતંત્રતાની બેડી તોડવા માટે આ બધી ખટપટ હતી–તે તો મુક્તિનો સ્વતંત્રતાનો અર્થ પણ ક્યાં સમજે છે ? એમ પણ થયું કે હજુ સુધી જે થયું નથી, તે કદાચ અમે પકડાયા અને ફાંસીને માંચડે હસતે ચ્હેરે ચઢીશું તેથી થશે. અમારા જેવા કેસરિયાં કરનારને સ્વેચ્છાથી પોતાનું જીવન અર્પતાં જોયા વિના આ મરણભીરૂ જાતિ મરવાનું નહિ શીખે. મારો સંકલ્પ વધારે અટલ બન્યો–આટલો રસ્તો કાપતાં પણ પેલા દુધમલ બાળક જેવા સારજન્ટ પાસેથી હું ન નાઠો. જતાં જતાં તે આંખો ફેરવી મારા તરફ વારંવાર જોયા કરતો–હાથ રાખેલો પિસ્તોલ પર.

ડીટેકિટવ ઓફિસે જઈ ઓટલા પર મને ઉભો રાખી સારજન્ટે અંદર જઇ ખબર આપી. પછી આવીને, મને ઉભા રહેવાની સૂચના કરી એ ચાલ્યો ગયો. દોઢ કલાક સુધી તપ કર્યા બાદ અચાનક આકુળવ્યાકુળ ભાવે રામસદય બાબુ બહાર પધાર્યા. હું બારલી વાર

સુધી ઉભો રહ્યો છું તે જાણતાજ ન હોય, તેમ કહેછે," અરેરે! તારે આટલી વાર ઉભા રહેવું પડયું ? આવ, ભાઇ આવ ! તું તો દેશનું રત્ન છે, કેવાં પરાક્રમો કરેછે ! આવ,ભાઇ, આવ. બેસ." તે પછી બેસવા ખુરસી, ચ્હા, પાન, સોપારી, નાસ્તો બધું આપ્યું કશી મણા નહિ. પછી પાસે બેસીને હજાર જાતના સવાલ પૂછ્યા. જે પાસે આવે તેને બોલાવીને કહે, 'જુઓ આ બારીન્દ્રબાબુ !—I say Jones! Here is Barindra." કેટલાયે પોલિસ ઇન્સ્પેક્ટર સાહેબ સુબાઓ બડેખાંઓ—કેટલાક ખુલ્લી રીતે ઓરડામાં આવીને, અને કેટલાંક ગરવી નજરે ડોકિયાં કરી કરીને— મારાં દર્શન કરી ગયા અને પછી રાતના એક વાગા સુધી રામસદય બાબુએ ધમકી, લાલચ, પટામણાંમાં કશું બાકી ન રાખ્યું ! શું કરે ! આવા ભારે કેસમાં મારી પાસે બધું કબૂલ ન કરાવે તો પતોજ કેમ લાગે ? અને હજુએ કયાં કયાં, ગલીકુંચીઓમાં, અંધારખુણાઓમાં કંઇ બોમ્બગોળા, કંઈ પિસ્તોલ છૂપાવ્યાં હશે, કેટલાયે પ્રફુલ્લ ચાકી અને ખુદિરામ બોમ્બગોળા સાથે સાહેબ સૂબેદારોના સ્વર્ગારોહણની વ્યવસ્થામાં મચેલા હશે તેની શી ખબર ?

બધા સવાલોનો મારો જવાબ તો એકજ હતો:- "ઉપેન્દ્ર, ઉલ્લાસ, હેમચંદ્ર, વિભૂતિ, ઇન્દુ સર્વ કોઇને બોલાવ, તેમની સાથે મસલત કરૂં અને પછી જવાબ આપું. અને તેમાંથે જેટલું લોકને જણાવવા જોગું હશે, નિર્દોષને બચાવવા માટે જરૂરનું હશે-પોતાની કીર્તિકથા દેશભરને સંભળાવવા સારૂ અગત્યનું હશે, તેટલું કહીશ. વધારે નહિ."

લાચારીથી બીજે દિવસે સ્હવારે ઉપેન્દ્ર અને ઉલ્લાસને આણ્યા

—અને અમે બધાએ મસલત કરી. મેં કહ્યું. "આપણે તો હવે મરવાનાજ છીએ, તો જતાં જતાં પણ બને તેટલું પ્રચારકામ કરતા જઇએ. દેશને બતાવીએ, કે કેવી રીતે આપણો માર્ગ લઈ શકાય છે–આપણી સાધના, આપણો વ્યૂહ સાધી શકાય છે? અને કેવી રીતે જાતે થઇને મૃત્યુની ભેટ કરાય છે ઇંગ્રેજના રાજમાં ફાંસીને લાકડે નીડરતાથી, હસતે મ્હેરે ચઢી શકાય છે!" બધાને આ વાત મનમાં વસી ગઇ. સઘળાજ દેશને માટે સરખાજ દિવાના બનેલા હતા.

મેં કહ્યુંજ છે કે આ બીજે દિવસે સ્હવારે બનેલું. તે રાતે તો રામસદય, પૂર્ણ લાહિડી અને રામકૃષ્ણ મઠના ભક્ત એવા એક સી. આઈ. ડી ઇન્સ્પેક્ટર–એટલાએ મને વિગતવાર ખૂબ સવાલો પૂછ્યા. "શું ખરેજ અમે ઇંગ્રેજનું રાજ બોમ્બબાજીથી ઉરાડી દેવાનું ધારેલું? વારૂ, તે તો ન પણ બને ને કદાચ ધાક બેસાડી (ઢંઢેરા જેવી) રાજનૈતિક શરતો પળાવવાનું ધાર્યું હોય પણ તેટલી સમજે અમને આપી કોણે? શું રૂશિયાની સરકાર કાવતરામાં શામેલ છે! કે કોઈ રાજા રજવાડા? તેમ નહિ તો, ગાયકવાડ?" આવા અવા અનેક પ્રશ્નોના મૂશળધાર વરસાદમાંથી જેમ તેમ મારો બચાવ કરતાં એક વાગી ગયો. મા મારે સિ. આઈ. ડી ઓફિસનાજ એક હવાલદારે ખીચડું બાફયું હતું; મેજની ઉપર એક થાળીમાં મને તે આપી ગયો. સાથે કંઇક શાક જેવું હતું (શું હતું, તે યાદ નથી.) પણ આખા દિવસના અપવાસ પછી આ ખીચડું પકવાનથી પણ મધુર લાગ્યું. સૂવાને ખાસી સવા મણ રૂની તળાઇવાળો પલંગ મળ્યો. સામેજ ખુલ્લી બારી કલકત્તાનાં

રાજમાર્ગ પર પડતી હતી. કાલે સ્હવારે ફાંસીએ જનાર આસામી, શત્રુઓની વચ્ચે, છતાં ખુલ્લી બારી આગળ સૂતેલો ! -પણ મચ્છર દાનીની બહારજ એક જાડો ડૂમવાળો બંદુકધારી પહેરેગીર અગ્નિ-વાળી આંખોએ મારા તરફ જોતો ઉભેલો હતો. રાતના કેટલીયે વાર હું જાગી ઉઠયો હઇશ.-દરેક વેળા કોણ જાણે કયાંથી બાગાનના પેરા વખતનો પેયો ખપ્ ખપ્ શબ્દ કાનમાં ભણકા । માર્યા કરતો. એ પછી ઘણીવાર જેલખાનામાંયે એવો અવાજ સાંભળી, હું જાગ્રત થયો છું-મારૂં શરીર ઠંડુગા બની ગયું છે. આટલો નીડર-મરણિયો છતાં મને કોઇ નબળા પોચા માણસ પેઠે એ અવાજથી જાણે કંપારી ઉઠતી. મારાં મન-પ્રાણ-ચિત્ત એ ધ્વનિને કદી સંભારતા નહિ-છતાં ઉંઘમાં કોણ જાણે ક્યાંથી એ શબ્દના ભણકાર વાગતા -શરીર ઠંડુ પડી જતું અને ઉંઘ ઉડી જતી. આ (Nervous shock) આઘાતમાંથી તદ્દન મુક્ત થતાં કેટલાં વરસો વીતી ગયાં.

એ રાતે જેટલી વાર ઉંઘ ઉડી ગઇ, તેટલી પેલો લલચાવનારો, બારીનો ખુલ્લો રસ્તો, એક બાજુ, અને બીજી બાજુ હથિયારબંધ, જાગ્રત ઉભેલો પેલો લાલપાઘડીવાળો સિપાઇદાદો ! આકાંક્ષાભર્યાં પ્રાણમાં કોણ જાણે કયે ખુણેથી, આશા જાણે હા હા હસી ઉઠતી.- પાગલની ઇચ્છા એકે પાર પડી ન્હોતી.-સ્વપ્નાં તો સ્વપ્નાજ રહ્યાં હતાં. સાધક કવિ ઇન્દુભૂષણે ખરૂંજ ગાયું છે કે:-

એ બડ આદરેર ધરણી આમાર કામના,
આમિ દિવાનિશિ ખાટી, તબુ પોરે ના તાર વાસના.

( કામના, ભારે લાડકવાઇ વહુ છે. રાતદહાડો મહેનત કરૂં છું, તોયે તેની વાસના છીપતી નથી. )

હૃદયનાં ફરમાનોને બજાવનાં બજાવતાં, ખરેજ આ દુનિયામાં કોઈ પાર પડ્યું નથી. કારણ હૃદય એ પણ એક નાનકડો સાગરજ છે. તેની ઊર્મિમાળાનો પાર નથી.

આટલા દિવસો જીવનનાવને હંકારીને જે શીખ્યો છું, તેનું પ્હેલેથીજ જ્ઞાન હોત, તો જરૂર બાજી જૂદીજ રીતે ખેલાતે.

બીજે દિવસે સ્હવારે પ્હેલાં તો ઉપેન્દ્ર અને ઉલ્લાસ આવ્યા. મસલત કરીને નક્કી કર્યું કે હું ઉપેન્દ્ર, વિભૂતિ અને ઇન્દુ—એટલાએ મળીને બધી જવાબદારી માથે લઈ લેવી. હેમચન્દ્રને પૂછી જોવું, તે રાજી હોય તો ઠીક; નહિ તો કોઈ બીજાનું નામ નજ લેવું. હેમચન્દ્ર આવતાં તેને પૂછ્યું-તે તો કશુંયે કબૂલ કરવા રાજી ન્હોતો પૂરો સંસારી જીવ-ઘણો વખત સુધી તેણે પાઉન્ડ ઇંસ્પેક્ટર તરીકે પોલિસને વેચી ચણા ખાધેલા-ઉલટું, તેણે તો અમને સુદ્ધાં કબૂલાત આપી દેવાને મનાઈ કરી. તેને છેક નામુકરજ જતો જોઇ પોલિસ તેને લઈ ગઈ. કેટલીક વાર પછી અચાનક રામસદય બાબુ હાથમાં એક કાગળ લઈ પધાર્યા, અને કહેવા લાગ્યા, "લ્યો, તમે તો કહો કે હેમચન્દ્ર કશું કબૂલ કરતો નથી, જુઓ આ કબૂલ કર્યું જ છે ને" અમે સ્તબ્ધજ થઇ ગયા. શું હતું, એ સાચું કહેતો હતો કે ખોટું-એણે શું શું કબૂલ કર્યું હતું, તે કશુંયે અમે જોયું નહિ. એક બીજાની સામું જોઇ, દીર્ઘ નિઃશ્વાસ છોડી અમે કબૂલપત્રનાં વર્ણનોમાં તેનાં પરાક્રમો ઉમેર્યાં.

પોતેજ યોજેલા કોઇ ભારે પરાક્રમ વિષે વાત કરતાં માણસ સ્વાભાવિકજ સ્હેજ અચકાય છે. એના ઉપર એક જાતનો બહાદૂરીનો જે ઢોળ છે, સ્વદેશને માટે જે ત્યાગ, તપસ્યા, આદરેલાં જણાય

છે તે બાર આની તો આશાની કેદ્ જેવુંજ ગણાય, એમાં શક નથી. તે વેળાએ અમે એ ન્હોતા સમજ્યા- એ વયજ સંયમની ન્હોતી. યૌવનના ધોરી માર્ગ પર સોળ સોળ ઘોડા જોડેલી બગી હંકારવાનો એ કાળ ગણાય-ગદ્ધાપચીશી. જેલખાનામાંયે હડનાળ વખતે મેં જોયું છે, કે બહુ જ્ઞાનવાળા, પ્રવીણ દેશભક્ત પણ સ્હેલાઈથી બહાદૂર કહેવડાવવાની તક વાપરી લેવાની લાલચ છોડી શકતા નહિ.-કમિશનર કે સુપારિંઠનઠન (સુપરિન્ટેન્ડન્ટ) સાહેબને મોંઢામોંઢ બે ચાર સંભળાવી દેવાની લાલચ તજી ન શકવાને લીધે તેમનામાંના ઘણા સજા ઉપર સજા ભોગવતા. જે બુદ્ધિશાળી જીવડો પોતાની જીભડીને કાબૂમાં રાખવાના સંયમના પુણ્ય વડે સરકારને ત્યાં પણ સાસરવાસા જેવું સુખ ભોગવતો તેના ઉપર આવા લોકો ઘણા ગુસ્સે રહેતા.

તે પછી ત્રણેક વાગે, પોલિસ કમિશનર હોલિડે સાહેબને ત્યાં રીતસરની નોંધણી કરાવીને અમારે બરલિ Birley સાહેબની અદાલતમાં જવાનું થયું. પ્હેલોજ મારો વારો આવ્યો. જોઉં છું તો જાણે સંગેમરમરની ઘડેલી ન્યાયદેવીની સાક્ષાત પ્રતિમા કાષ્ઠાસન પર વિરાજમાન થઇને મારા તરફ લાલચોળ ડોળે નિહાળી ન રહી હોય-એમ મને મને લાગ્યું! શ્રીકૃષ્ણના અંશરૂપ એ જીવને જોતાંજ મારા હૃદયમાં તેને માટે પ્રેમ(!) ઉભરાયો; થયું "માનવી અસલ પ્રકૃતિથીજ મરદાનગીવાળું પ્રાણી છે. આટલા દિવસ આપણે બહાદૂરી બજાવી. હવે આ સમશેરબહાદૂરનો શૂરવીરતા બજાવવાનો વારો આવ્યો !!"

સાહેબ બહાદૂરે મને પ્હેલેથી ખાસ ચેતવણી સંભળાવી

દીધી. તેમના જેવા ભારેખમ પેનલકોડના હિમાયતી સન્મુખ ગમે તેમ બોલીશ, તો ગાઢ નિઃસંશય અકલ્યાણ થશે; માટે, સીધી રીતે વિચાર કરીને, તેમનું શરણું લેવું એજ મારે માટે રસ્તો હતો, મેં કહ્યું," મને, એ વાત બરાબર ખબર છે! પણ શું કરૂં? લાચાર છું. દુઃખેપાપે પણ આ હિણભાગીની વાત તમારે સાંભળવી પડશે. આ દિવાલોજ માત્ર સાંભળતી હશે તોપે મારે આજે ભાષણ આપ્યા વિના ચાલવાનું નથી."

તે પછી મારૂં વ્યાખ્યાન ચાલ્યું અને નીચી ડોકે સાહેબે તે લખી લીધું તે વખતે અદાલતના એ ઓરડામાં માત્ર થોડાક ખબરપત્રીઓ, કેટલાક માખમારૂ વકીલો, રિવાજ મુજબ દારોગો અને સી. આઇ. ડીનો ઉપરી–એટલાજ હાજર હતા. મને મનમાં ખરેખરી લાગણી થઇ કે આ અભાગીયા દેશમાં અરેબિયન નાઇટ્સના કરતાંપે વધારે રસિક મારી કહાણી સાંભળવા એક ઓરડો ભરીનેયે શ્રોતાજન નહોતા. એક પછી એક અમે, કાયદાના એરણ પર માથું મૂકી જાતેજ તે કાપ્યું! આ કામ પૂરૂં થયા પછી, લગભગ સાંજ પડી જતાં, સાસરવાસાની ખાસ રાજકીય આવૃત્તિ રૂપી અલિપૂર જેલ તરફ અમને વિદાય કર્યા. આ બધું થયા પછી પ્રાણ જાણે દેહનાશ માટે ઝંખવા લાગ્યો. જાણે પોકારવા લાગ્યો–"ખરો વખત છે, હવે આ (દેહ) છોડ" પકડાવા કરતાં ઉભા ઉભા (ખડી તલ્વારે) મરી જવું એ કેટલું સહેલું છે તે વિચારી મેં એક નિસાસો મૂકયો, પણ જેલખાનાનો વિશાળ દરવાજો જોઇ વળી મારી નાસી ગયેલી સાહસવૃત્તિ પાછી ફરી. મનમાં થયું, "ઠીક છે, છેવટ સુધી ફારસ જોઇને પછી મરવું તેમાંયે શું વાંધો? હું જાણે

પ્હેલવહેલો ભોગ છું. એક દિવસ બધાનાજ ભાગ્યમાં ગળાફાંસો અને શ્રીદુર્ગાનું નામ લઇને લટકી પડવાનું છેજ ને! જોઇએ તો ખરા આગળ કેમ રંગ જામે છે!"



## ૧૨. પકડાયા કેમ?

અમે પકડા । કેમ? એ સવાલ કોઇ પૂછશે. અમે જે રીતે ફરતા હરતા, અમારૂં કામકાજ ચલાવતા, તે રીતે ન પકડાતે તોજ અજાયબી હતી. આટલા દિવસ ન્હોતા પકડયા, અને મોજથી ઠંડે કલેજે અમારૂં કામ કર્યા કરતા એજ ચમકાવનારૂં ગણાવું જોઇએ. અને જે ન બનવા જેવું બન્યું તેમાં પોલિસ પણ મૂરખ ઠરી અને અમે પણ અક્કલહીણ ઠર્યા. જ્યારે નારાયણગઢ આગળ સર એન્ડરૂ ફ્રેઝરની સ્પેશિયલ ટ્રેન ઉડાવી દેવાની ભયંકર ઘટના થતી ત્યારે ગરીબ બાપડા બંગાળાના જાસુસખાતાને આ દેશની શાણી ગરીબ ગાય જેવી રાંકડી પ્રજા આવાં ભયંકર કામો કરી

શકે છે તેની ખબર ન્હોતી. અને એ કેસમાં જો કંઇ પત્તો ન લાગે તો બાપડાઓને નોકરી ગુમાવવાનો વારો હતો; એટલે મારી ઠોકીને બિચારા ચૌદ રેલ્વે હમાલો પાસે કબૂલ કરાવ્યું કે બંગાળાના લાટસાહેબને વિષ્ણુલોકમાં પહોંચાડી દેવાની પુણ્યમય વ્યવસ્થા તેમણે કરી હતી!

જાસુસખાતાના બડાસાહેબની પ્રેમાળ નેકનજર અમારા પર પ્હેલવ્હેલી ક્યારે પડી તેતો કંઈ ખબર નથી. પણ પડી તે પૂર્વે ઘણો વખત પહેલાં પડવી જોઈતી હતી એટલું ખરૂં. કારણ એ, કે દોઢ વરસ "જુગાન્તર" છાપું ચલાવી અચાનક બીજાના હાથમાં સોંપી હું તેમાંથી નીકળી ગયો ત્યારે એક લેખમાં ચોકખું ચોકખું દેશને જણાવતો ગયેલો; "છાપાંમાં જે લખ્યું છે, તેને એક દિવસ પ્રત્યક્ષ કરી બતાવવા માટેજ એ કામમાંથી હું વિદાય લઉં છું." જુગાન્તર શું કહે છે તે સરકાર જાણતી તો ખરીજ. આજે આવું વાકય કોઇ બે ત્રણ વાર બોલી પણ શકતું નથી—તરતજ મુસ્કેટાટ થઈને પહેરેગીરોના મંડળ વચ્ચે શોભતા શોભતા જેલજાત્રાએ જવું પડે. તે જમાનામાં એવું કેમ ન થતું? એમ કોઈ પૂછશે. કારણ એટલુંજ, કે લાંબા કાળ સુધી, મોજથી, ઠંડે કલેજે રાજગાદીનું સુખ ભોગવ્યા કરવાથી સરકાર ભોગ–આરામના કેફમાં પડેલી. એ કેફ એકાદ વરસ વધારે ટકયો હોત, તો શુંનું શું બનત એ કહી શકાતું નથી; કારણ ગમે એટલા બેવકૂફ તોયે અમે ઇંગ્રેજી ચોપડીઓ વાંચી વાંચીને સરકાર રૂપી ઘાસગંજીમાં દિવાસળી ચાંપવાની જાતજાતની યુક્તિઓ તો શીખ્યાજ હતા.

અમારા બાગમાં થતાં ફળ, મૂળ, વિગેરે શિકારની લાલચે

હનુમાનજીઓ (વાંદરાં)નું એક ટોળું મહિનામાં ત્રણચાર વાર દર્શન દઈ જતું. મુરારિપુકુર આગળ ખૂબ બગીચાઓ હતા એટલે રામના આ અનુચરો વારાફરતી પ્રત્યેક બગીચાની મુલાકાત લેતા. એકાદ બે દિવસ ત્યાં ધામો નાંખતા. ઝાડ પર કૂદાકૂદ કરી ઉજાણી કરતા. હું એક નાનકડી રાઇફલ લઈ તેમના સરદારને ઘાયલ કરવાનો ઘણી વાર યત્ન કરતો—ગિરફતારી પ્હેલાં કેટલાક મહિના પૂર્વેથીજ હું જોતો કે અમારી પાસેનાજ બગીચામાં થોડાક માણસો અખાડો જમાવી રોજ હુડા અને તોફાન કરતા. મને ખબર ન્હોતી કે એ બાગાન તો પોલિસે ભાડે રાખેલો હતો. હું તેમને જુગારીઓ ધારતો—હો. બિચારા પોલિસને ધાકે અહિં ભરાઈ, આ નાશવંત જીંદગીમાં થોડો ઘણો નિર્દોષ રમતગમતનો આનંદ ભોગવતા ! આ મારી ગફલત નંબર બીજી ગણાય ! (પ્હેલો નંબર તો જુગાન્તરમાં પેલી જાહેર નોટિસ આપીને હું ગુપ્તમંડળમાં જોડાયેલો તેનેજ મળવો જોઈએ એ લખવાનું હું ભુલી ગયોછું.)

આ વેળાથીજ પોલિસે જ્યાં જઈએ ત્યાં અમારો પીછો પકડવાનું શરૂ કર્યું. સમાજના જે ભાગમાંથી માણસો ખોળી ખોળી સંઘરવામાં આવે છે તે જોતાં આપણા દેશનું જાસુસખાતું બહુ ચતુર કે બુદ્ધિશાળી નહિ હોય એમ અમે ધારતા. અનુભવે પણ તેમજ સિદ્ધ કર્યું. અમારા જેવા, જાસુસો પરત્વે બિલકુલ બેદરકાર, બેપરવા આઈડીયાલિસ્ટ—કલ્પનાવાદીઓ પણ કેટલીક વાર રસ્તે ફરતા પાછળ કોઈ પડછાયો લાગ્યો છે એમ સમજી જતા, એ બીના કંઈ જાસુસખાતા માટે જેવી તેવી નામોશીભરેલી નથી જો દાઢીયાંપાણી ખુબ હોત, અને અમે ચાળીસેક વરસની ઉમ્મરના હોત—થોડા ઘડાયેલા હોત—તો

ધીરેધીરે જાસુસો વિષે આવો ઇશારો મળતાં અમે—આખું ગુપ્ત મંડળ તેની આંખો સન્મુખજ ક્યાંના ક્યાં છટ્ટું ખુણે ભરાઇ જતે કે એમને જરા ગંધ સરખી નહિ આવત. આજે પોંડીચેરીમાં બેસી આ વાત લખી રહ્યો છું ત્યારેએ મદ્રાસના ઇન્દ્રાસન પર વિરાજતા નામદારના કંઇ નહિ તો આઠેક ઉપદેવતાઓ મારા બારણા બ્હાર ટગર ટગર જોતા મોજથી બેસી રહેલા છે. માત્ર આજેજ નહિ, બાર-બાર વરસ થયા છડેચોક, એજ રીતે એઓ ચોકીદારી બજાવી રહેલા છે. અમે લોકો જાણીએ છીએ કે એ જાસુસ છે—એ લોકો જાણે છે કે આ લોકો સ્વદેશીની છાપવાળા બંગાળી છે. અમારી સગવડ અને તક જોગા શિકાર છે અને એમને આંખોથી અળગા તો ક્ષણભરે ન કરી શકાય! મહિનાના મહિના વીતી ગયા, વરસો ના વરસો વીતી ગયા—એક પછી એક કેટલી ટુકડીઓ બદલાઇ પણ એમની એ ચિરસ્થાયી અનંત અપાર તપશ્ચર્યા અટકી નથી. આ જાસુસભાઇઓની તપશ્ચર્યાનું દિવ્ય સ્ફુરણ જોઇ જોઇ આ અભાગીયા દેશમાં મૂછાળા અને દાઢીવાળા લોકો સિવાય પોલિસ ખાતામાં બીજું કોઇ પ્રવેશ કરવા પામતું નથી, એ વિચારે મનમાં કંઇ કંઇ થાય છે.

ઉછળતું લોહી, "ડોન્ટકેર" જુસ્સો અને પોલિસ સંબંધી તો ખાસ અનુપમ બેપરવાહી. પોલિસ.........! ફુઉઉઉ ! ત્રણ બદામની પોલિસના તે શા ભાર ? એથીજ મેં ઉપર કહ્યું ને, કે બન્ને પક્ષની હુજ્જતી અને મૂરખાઇ ને લીધેજ આટલા દિવસ અમે મોજથી અમારૂં કામ કર્યું—આવું સાહસ આટલી ખુલ્લી રીતે કરવાં છતાં સન્દેહના પાત્ર થતાં વાર લાગી. પછી જ્યારે એ બાર "હૂમ

–ધૂમ” ધડાકાને જોરે સરકારદેવીની સ્નેહાળ નજરનું આકર્ષણ કરવા અમે સમર્થ થયા અને અમારી આંખ આડે ઘૂમટો તાણીને અમારી માશૂકો ફરવા લાગી ત્યારેયે અમે તેને હાથતાળી તો આપીજ શકતે. જો પૈસાનું જોર અમારી પાસે ધાર્યા મુજબ હોત તો ખુલ્લું ગુપ્તમંડળ ખરેખરૂં ગુપ્ત બનાવવું એ મુશ્કેલ કામ નહોતું. દરેક ખાતાંને જુદે જુદે સ્થળે રાખી દરેક કામ અંદરના કામદારોને પણ ન માલમ પડે એવી છૂપી રીતે ઘટાવવા માટે કેટલા પૈસાની જરૂર પડે તેનું અનુમાન કરી લેવું એ મુશ્કેલ કામ નથી. તે વખતે કેટલાક સરદાર બહાદૂરો થોડું ઘણું ફંડ આપી અમારા પર ઉપરીપણું બજાવવા આવતા–ડ્રોઇંગરૂમમાં બેઠા બેઠા, ચિરૂટ ફૂંકતા ફૂંકતા બડા લાટસાહેબની જેમ અમારા પર ફરમાન છોડતા. એવા કેટલાક બહાદૂરો હજુએ છૈયાં છોકરાં સાથે મોજથી સંસાર ચલાવે છે–કેટલાક તો ભારે પદવી ભોગવે છે. એવાજ એક નરવીરે અમને ૧૦૦૦ રૂપિયા એવી શરતે આપ્યા હતા કે અમારે થોડાએકે મળી *સર બેમ્ફીલ્ડ ફુલર સાહેબને સ્વર્ગને રસ્તે પહોંચાડી દેવા. ભારે પ્રયત્ન કરવા છતાંયે જ્યારે માછલું કંઈ જાળમાં સપડાયું નહિ, અને આમ ફરવા હરવાના ખરચમાંજ પૈસા ખરચાઈ ગયા ત્યારે એ ભાઇશ્રી પાંચે અમારા કાન આમળીને રૂપિયા એક હજાર પાછા વસૂલ લીધા. અમે ભૂખે તરસે કેટલી વેઠ કરી; અને બાર બાર વરસ દેશનિકાલની સજાએ ભોગવી આવ્યા–અને એ ભાઇ તો અત્યારે કલકત્તામાં એક નામીચા ધનિક ગણાય છે અને એનો વાળ સરખો વાંકો થયો નથી. એવો હતો આપણો તે વેળાનો દેશ,

* બંગભંગ વખતના બંગાળના ગવર્નર

જેને આશરે અમે બોમ્બયુગનો આરંભ કરેલો. ઉપેન્દ્રે પોતાના પુસ્તકમાં ખરૂંજ લખ્યું છે: "દૂર દૂરના આદર્શ તરફ નજર રાખી, મૂંગે મોંઢે જે કંઇ, અપમાન, શરમ, યાતના આવી પડે તે સહન કરી લેવાં એ કેટલી કઠણ સાધના છે તે અનુભવી શિવાય બીજા નહિ સમજી શકે." દેશને તે સમયે તો એ ભાન નહોતુંજ થયું. હજુયે થયું છે ખરૂં?

લાંબા કાળની ગુલામી અને રાષ્ટ્રીય જીવનની ફીકાશને લીધે ભારત દેશ કેટલો શકિતહીન–દુબળો થઇ પડયોછે તે તેનું સંગઠન કરતી વેળાજ જણાઈ આવશે. જે મનુષ્ય દુર્બળ છે, બીકણ છે, મનોબળ વિનાનોછે તેને લડાઇમાં ઉભો રાખવા માટે દારૂ પાઈ કેફમાં નાંખવો પડેછે. જ્યાં સુધી કેફ રહેછે ત્યાં સુધી તે પરાક્રમ બતાવેછે–નિશો ઉતરતાં તેના પરાક્રમને પૂરેપૂરી ઓટ આવેછે. આ દેશની આજે તેવીજ સ્થિતિ થઈ પડેલી છે. તેથીજ તેને આટલી ઉત્તેજનાની જરૂર પડેછે. એક વરસમાં સ્વરાજ મળશે એવી આશા ન અપાય તો ભાગ્યેજ કોઇ સ્વરાજના કામમાં હાથ ઘાલે. ઇંગ્રેજોની ગોદાંબાજી અને બંગાળીઓની ભાવવશતા ન હોત તો આ દેશની કેવી કફોડી દશા થાત તે કહેવું મુશ્કેલ છે. તે વેળાએ બોમ્બવાદી–વિપ્લવપંથી નેતાઓ પણ ગરમ ગરમ બોમ્બબાજી ન જોત તો પૈસાની મદદ ભાગ્યેજ કરત. જાણે તેમણે પોતાની મઝાને ખાતર આદરેલી પોલિટિકલ રમતના અમે ભાડુતી પ્યાદાં હોઇએને!

કેટલોક વખત પાછળ પાછળ ફર્યા બાદ અવિનાશને શિકાર બનાવી તેના દ્વારા મંડળમાંજ પોતાના "રાહુ"ને દાખલ કરવા સારૂ તજવીજ થઇ. આ રાહુનું નામ રજનીકાન્ત. એ વર્ધમાન જીલ્લાના એક

નામનો હતો. સાંભરે છે ત્યાં સુધી કાળો, ઠીંગણો, કદરૂપો પણ ભારે મીઠાબોલો હતો. એક દિવસ તેણે અવિનાશનો પીછો પકડ્યો કે બસ મારે તો મારા દેશને ખાતર જાન કુરબાન કરવો છે. અને તમારો જે ગુપ્ત અખાડો છે તેમાં મને દાખલ કરો. અવિનાશ તેને મારી સાથે મેળાપ કરાવી આપ્યો. દરેક મિનિટ તેની સાથે વાતચીત કર્યા બાદ મેં કહ્યું, "અખાડા જેવી તો કોઈ વસ્તુ છે નહિ, પણ કદાચ ભવિષ્યમાં થાય તો થાય. તે વેળા જોઈ લઈશું." તે પછી કોણ જાણે કેવી રીતે તેને બાગાનનો પત્તો તો મળ્યો, પણ તે અંદર આવવા પામ્યો નહિ. મને લાગે છે કે એમાંજ પોલિસને મોટું પ્રમાણ મળી ગયું કે અમે અખાડો ચલાવીએ છીએ અને બાગાનમાંજ તેનું રહસ્ય છે. એ પછી એક વાર એ પાછળ પાછળ બટકૃષ્ટ પાલની દુકાન સુધી આવેલો; ચન્દ્રનગર તાદિવલી બોમ્બ પાર્ટીનો પીછો પણ પકડેલો. પણ મુકદ્દમા વખતે પોલિસે આ રજનીને હાજર નહિ કર્યો, એટલો બધો તે બ્હીકણુ. એટલું યે ખરૂં કે તે વેળાં એનું ઠામઠેકાણું ખબર પડતાં અમારા મસ્ત મંડળમાંના કોઈકને હાથે તે ઠાર પણ થઈ જાત,—પણ આબાદ છટકી ગયો!

જે રાત્રિ અમે પકડાયા તેજ રાત્રે લગભગ દશ વાગે એક હેડ કોન્સ્ટેબલ એ રસ્તેથીજ જતાં બાગાન આગળ ઉભો રહેલો. તેજ દિવસે રાત્રે બાગાનની જડતી લેવાવાની છે એ વાતની સ્હેજસાજ ગંધ એમે આવેલી હોવી જોઇએ ખરી.

રસ્તે જતાં બાગાન આગળ ખોંખારો કરી જાણે અમને ચેતાવ્યા હું તો બ્હાર ન્હોતો આવ્યો. પરેશ કે કોઇક બીજું નીકળ્યું.

તેને જોઇ બાઇશ્રીપાંચે ખખડાવીને કહ્યું "તમે અહિં શું કરોછો?"

તેણે કહ્યું "અમે તો જોગીબાવા છીએ—જોગ સાધીએ છીએ" તે કહે," હું...ઉઉં. તમે જોગ સાધોછો કે શું કરોછો તે હવે ટુંક વખતમાં જણાઇ આવશે."

તે વેળાએ અમને મનમાં થયું ખરૂં કે " હવે મોડું કરવામાં સાર નથી. ચોકી પ્હેરો શરૂ થયો લાગેછે, એટલે હવે તો આજેજ રાત્રે અહિંથી ભાગી છૂટવું જોઇએ." પણ વિધાતાના લેખ ! તે કેમ અમને જવા દે? આટલી સન્મતિ સૂઝેલી તે પણ ઝાઝો વખત ટકી નહિ. માનવી મનમાં અનેક કિલ્લાઓ ઘડે છે અને પોતાને મોટો ચતુર ચૂડામણિ માને છે પણ જ્યારે તેનો પડતો કાળ આવે છે ત્યારે તેની બુદ્ધિ આડે એવો મોટો પહાડ આવી પડે છે કે સાદી સરખી વસ્તુ પણ તે વેળા તેને વાંકીચૂકી દેખાય છે.

પકડાયા બાદ ઝાડ તળે મુસ્કેટાટ દશામાં પડ્યા હતા, ત્યારે કોણ જાણે ક્યાંથી હાથમાં ત્રિશૂળ વાળી, એક સંન્યાસિની ત્યાં આવી લાગી તેને જોતાં લાગ્યું કે બંગાળાના અભણ વર્ગોમાંની કોઈ સાધૂડી કે વૈષ્ણવી હશે. પણ જબરી તો ખરી, સીધી દારોગાની પાસે જઇનેજ પૂછે છે, "હાં, બાબા ! આમણે શું કર્યું છે?" દારોગો હિન્દુસ્થાની હતો, ભાંગીતૂટી બંગાળી બોલતાં શીખ્યો હતો. બાઇ માણસ જોઇ સ્હેજ હસતો હસતો કહે, "એ ચોર છે."

સંન્યાઃ—અહં ! ચોર છે !......એ તો ઠીક, ભાઈ તું હજી ન્હાયો નહિ હોય. હું કેની તને અંગુછો અને ચોળવાને તેલ મોકલી આપીશ મારો મઠ પાસેજ છે.

દારોગો ધીરો પડ્યો. ત્રિશૂળ હાથમાં લઈ સાધ્વી મારી પાસે

આવી ઉભી અને પૂછવા લાગી–

"બેટા! તેં શું કર્યું છે?"

મેં કહ્યું, "કંઈ નહિ."

સંન્યાસિની કહે," હાં તોયે, હું નામ આપું છું તે નામનો જપ કરજે તો તું બંધનમાં નહી રહે"

મેં પૂછ્યું, "કહો શું નામ છે?"

" ઓમ્કારજી ગુરૂ મહારાજ "

"તેઓ ક્યાં છે!"

" તેઓ સર્વ સ્થળે છે."

આ નરે પણ મેં બીજાઓ પાસે સાંભળેલું કે લાલબજારની પોલિસ ચોકી આગળ સંન્યાસિની ઘણું કરી મને મળવા સારૂ આવેલી અને લાલબજાર તેના શિષ્યનું ઘર ન હોય તેમ હાથમાં ત્રિશુળ લઇ ગોરા સારજન્ટો વચ્ચે બેપરવાઇથી ઘૂમતી હતી.



## ૧૨. જેલમાં-

જેલનો મોટો દરવાજો ઓળંગી અમે સંત્રી સિપાઇઓની વચ્ચે થઈ જેલમાં પેઠા. જેલર બાબુ, નાયબ જેલર બાબુ, તસ્ય નાયબ, બડા હવાલદાર, વચલા હવાલદાર, છોટા હવાલદાર, વિગેરે કેવાકેવા નાનામોટા પ્રાણીઓથી ભરચક એવા નવાબી અંતઃપૂરમાં મારો મુકામ જે સ્થળે થયો તેનું નામ ચુમાળીશ ડિગ્રી- અર્થાત્ જેલમાં જુદી જુદી દિવાલોવાળી ચુમાળિશ ડિગ્રી- કોટડી- cell હતી તે માં આ ખાસમહેલનું નામ ૪૪ ડિગ્રી- (એનો નંબર ૪૪ મો) મેલેરિઆ તાવ આવે તો છન્નુથી ૧૦૫ ડિગ્રી સુધી ચઢેછે, અને એ જમાનામાં સ્વદેશભક્તિ ઉર્ફે રાજદ્રોહ કરવાથી ભાગ્યનો તાવ ૪૪ ડિગ્રી સુધી ચઢતો.

આ સ્થળેથી રોગી બેલધાણી કે કાળાંપાણી કે ફાંસી પ્રાપ્ત કરીનેજ પોતાની માનવલીલાની ઇતિશ્રી કરેછે. એ કાળે સારા માણસને માટે એ જેલમાંથી બચી પાછા ફરવાનું જરાયે શક્ય ન્હોતું. કોઈ પૂછશે, કે " ત્યારે તું કેમ આવ્યો ? " તો મારે નીચું મ્હોં કરી લાચારીથી કહેવું પડશે કે જીવતાંજીવત સો સો મોત ભોગવી

એક પ્રકારના ભૂત સ્વરૂપેજ હું પાછો ફર્યો છું.

જેલરબાબુએ રાત પડી ગઇ હતી તોયે જેલને રસોડેથી ભાત અને અડદની દાળ મંગાવી આપી. લોઢાની થાળી અને લોઢાનો વાટકો છતાં એ ખાદ્ય મીઠાં અમૃત સમાન લાગ્યાં. ભૂખે પેટ ઢોરને ખાવા જેવું ધાન્ય પણ પકવાન જેટલું ભાવેછે એ જેલ ભગ્યા શિવાય વાંચકને નહિજ સમજાય. એક એક કોટડીમાં એક એક જણને પૂરવામાં આવ્યો. પણ ઘણું કરીને અમને ત્રણ સરદારોને—હું, ઉપેન્દ્ર અને હેમચંદ્રને પોતપોતાની ઓરડીમાં બબ્બે સાથીદારો મળ્યા હતા. એટલી અમસ્તી ઓરડીમાં સાથી મળે તોયે ભોગ, ને ન મળે તોયે ભોગ! એક ખુણે એક ડામરથી રંગેલી ટોપલી અને થોડી એક માટી પડેલાં હતાં–એજ અમારૂં શૌચાગાર! "લજ્જા માન ભય, તિન થાકતે નય" ઠાકુર શ્રી રામકૃષ્ણનું આ સૂત્ર અણનોંતર્યું અમારા પર સવાર થવા આવેલું જોઇને હું તો સ્તંભિતજ થઈ ગયો! હવે ઉપાય? મેં સાથીને કહ્યું "ભાઈ, આંખ મીંચી દે; કંઈ એ વેરો આપ્યા વિના ચાલવાનું છે?"

ઘણું કરીને મારી સંગાથે પૂર્ણચંદ્ર સેન અને નરેન્દ્રનાથ બક્ષીને પૂર્યા–હતા. જેલની અંદર આજે અમે પ્હેલીજ વાર રાત ગાળેલી–ત્યારથી બાર બાર વરસ વીતી જઇ એ નિશા કેવી રીતે પૂરી થશે તે તે વેળાએ તો ભાગ્યવિધાતા બ્રહ્માનેજ ખબર હશે. રાતે ત્રણ ત્રણ કલાકે પ્હેરો બદલાતો–દરેક વેળા જોડાના ખડખડાટે –અને બાગાન આગળ થતા પેલા અવાજની સ્મૃતિપટ પડેલી સચોટ છાપને લીધે હું ઝબકીને જાગતો. થોડી વાર જાય, અને વળી નિદ્રાદેવીની પ્રસન્નતા મેળવવા હું ભાગ્યશાળી થયો ન થયો

હોઉં, એટલામાં પાછો ફરી પ્હેરો બદલાય અને નવો સંત્રી પોતાની ફરજ બરાબર અદા કરવાના કર્તવ્ય-ભાનને લીધે છેક પાસે આવીને બરાડે-"એઇ કે.........દી". બાકીની ઉંઘ સ્હવાર પડતાંજ આસપાસના ઝાડવાં પર ઘૂમતા, કાગડાચકલાંએ અને જેલની ઘંટડીએ હરી લીધી.

પ્રત્યેક કોડડીને નાની નાની દિવાલ હતી. સામેજ એક નાનકડો વાડો હતો. પ્હેરેગીરોને બદલી માટે આવતી વેળા કે કેદીઓને કોટડી તરફ અથવા કોટડીમાંથી જેલના મોટા દરવાજા ભણી જવાનું હોય ત્યારે વાડો ઓળંગવો પડતો. સ્હવારે બડા જમાદાર અને એકાદ નાયબજેલર આવીને કોટડીઓનાં તાળાં ખોલતો, અને ભંગી આવીને શૌચની ટોપલી લઈ જઇ નવી ટોપલી અને માટી મૂકી જતો, તથા હાથમ્હોં ધોવા સારૂ દરેક કોટડીમાં એકેક ડોલ ભરીને પાણી આપતો. બહાર આવી વાડામાં ડોકીયું કરી જોઉં છું તો દરેક કોટડીને બારણે આતુર ચ્હેરાઓ દેખાય. કહેવાની જરૂર નથી કે બધા જરા વિસ્મયભરી મુખ મુદ્રાએજ નિહાળી રહેતા. મેં જોયું તો બાગાનના સર્વ કોઇ હતા; ઉપેન્દ્ર, ઉલ્લાસ, વિભૂતિ; ઇન્દુભૂષણ, કાનાઇ, નલિની; શચીન્દ્ર નિરાપદ, વિજય નાગ; શિશિર ઘોષ. હેમચંદ્ર અને અવિનાશ પણ બાકી ન્હોતા. અવિનાશે તો મને એમ પણ સંભળાવી દીધું, કે "તારા મોટા ભાઇ અરવિંદ પણ પકડાયલા છે અને જેલની એક કોટડીમાં તેમને પણ ઉતારો અપાયો છે."

સ્હવારના ભોજન તરીકે આવી " લાપસી. " અમે તો આ અપૂર્વ અનુપમ પદાર્થ તરફ (હાથમાં લોખંડી થાળી ઝાલી રાખી)

બ્હીકના માર્યા ટગર ટગર જોયાંજ કર્યું. શું હશે મારા બાપ? પહેરાવાળો દિલાસો આપી કહે, "બાબુ, ખાઓ, અચ્છી ચીજ છે." ચીજ અચ્છી તો ખરી! ભાત અને તેમાં ચપટીક મીઠું ભભરાવેલું. એ ચાર દિવસમાં તો એ લાપસીએ ઠીક પોતે પ્રકાશ્યું. મેઘધનુષનાજ રંગ!!! આજે પીળી, તો કાલે ધોળી; વળી કોઇ વાર લોઢાનો રંગ પણ પકડેસ્તો. એ જોઈ પ્રાણપંખી સંગીતમાં ડૂલ થઈ જાણે લલકારી ઉઠતું "કખન કિ રંગે થાકો મા સ્યામા સુધા તરંગિણી" ("મા સ્યામા સુધા તરંગિણી, કયે કાળે તું કયો રંગ ધારણ કરે છે?") સીધી સાદી ભાષામાં કહું તો એક દિવસ સાદો ભાત, બીજે દિવસે દાળભાત, તો ત્રીજે દિવસે, ગોળભાત. સવાર બપોર સાંજની પેઠે વારા ફરતી આ ત્રણરંગી લાપસી રોજ સ્હવારે અમારી સેવામાં હાજર રહેતી. અને અમારા પેટાબાને આ લાપસીસુંદરીનીજ સેવાથી સંતુષ્ટ રહેવું પડતું.

નવેક વાગે સુપારિંટનડંટ ઇમર્સન સાહેબ "રોન" (!) ફરવા આવ્યા. અને બગલમાં સ્ટેથોસ્કોપ ઘાલી દાકતર ડયલી સાહેબ પણ દર્શન આપી દરેક જણની તબીયતની જુદી જુદી ખબર પૂછી ગયા. એ ચાર દિવસમાંજ જેલના કામદારોનો ચોખો ચાંપી જોયો તો જણાયું કે ઇમર્સન સાહેબ કંઇ જે તે નથી, લાલ લાલ મોંઢું અને ધોળી ચામડીની પાછળ છૂપાયેલો એમનો આત્મા બહુ કોમળ અને ઘરડા કાકાના જેવો હેતાળ છે-અને પેલા આઇરિશ દાક્તર!-તે તો અમારી પ્રત્યે માયાળુ ફોઇબાનો પાઠજ ભજવશે,-જેવો રસિક છે તેવોજ હસમુખો અને ઉદાર છે! વળી એમ પણ જાણ્યું કે કેદીઓના નસીબે ચોંટેલા લાપસીબાઈ

વિગેરે અનુપમ જેલપદાર્થો, એની કલમના એક ગોદાથીજ પલટાઈ જઈ સુન્દર દુધ રોટી અને માંસ મચ્છીનું સ્વરૂપ ધારણ કરી શકે છે! શરત એટલી કે તાવ આવવો જોઇએ અથવા માથામાં કે પેટમાં અમળાટ શરૂ થવો જોઇએ! તેમ થયું કે પછી કંઈ નહિતો અઠવાડિયા સારૂ તો, દાકતરસાહેબનું વરદાન મળવાથી, કેદીની ઉદરવિષયક ઉન્નતિ થઈ જવામાં વાંધો આવીજ ન શકે!

હાં હાં! ઉડી ગયેલું પ્રાણુપંખી, આ સાંભળી પાછું દેહમાં આવી ભરાયું ખરૂં! ઉપાય છે ખરો, યા અલ્લા! આ સહરાના રણમાં પણ તેં થોડીક લિલોતરી તો રાખી છે! ભક્તવત્સલ! ખરો તમારો એ મહિમા,પેટોબાની પરવા ન હોય તો પછી તમારો ભાવ પણ કોણ પૂછવાનું હતું? સ્હવારે લાપસીબાઈ, બપોરે જલવત્ તરલમ્ દાળ અને સાથે (માછલીના રસવાળો) કાંકરિયાળો, રંગબેરંગી જાડા ચોખાનો ભાત! બપોરે ચાર વાગે એજ ખાદ્ય-મહાશયો પુનઃ આવતા. વળી કોઇક કોઇક વાર સાથે પાતળાં કઢીબાઈ ને પણ તેડી લાવતા. એટલે થઈ ગયું કે હવે તો ડયલી સાહેબ રૂપી અધમો-દ્ધારિણી મા અન્નપૂર્ણાનું શરણું ગોત્યા વિના કંઈ છૂટકો નથી. એક દિવસ એક જણે સુપારિંટનડંન્ સાહેબને આહારવિહારમાં કંઈ ફેરફારી કરવા વિષે કહેવાય તેટલું કહી જોયું પણ સાહેબે કહ્યું કે "જેલ-કોડના વર્તુલમાં ન્યાય અને કરૂણા રૂપી જાનકી મૈયાને ટાઇટ બંધનમાં રાખ્યા શિવાય છૂટકોજ નથી—લાચાર!"

અમેયે સમજી ગયા, કે આ સ્થળે ધર્મપુત્ર યુધિષ્ઠિર થઇને સીધા સીધા સાચું બાચું બોલવા ગયા તો વણનોંતર્યા યમને ઘેરજ

પ્હોંચી જવાનો મામલો છે. ક્રમેક્રમે કોઇ કોઇને બેચેની જણાવા લાગી. તાવ આવ્યા માંડ્યો, પણ પારાશીશીમાં દેખા દેતો નહિ; અથવા ડાક્ટર કંપાઉન્ડર ઉંઘી ગયા હોય ત્યારેજ તક સાધી ચઢતો, તે જાગે ઉતરી જતો !!! પેટમાં અમળાટ, માથામાં સણકા, શરીર ધ્રૂજારી, ઠાંસો, અનિદ્રા આદિ જાતજાતના (જોયાસાંભળ્યા ન હોય તેવા પણ) રોગ જેલમાં ફૂટી નીકળ્યા. અને હૃષિકેશે તો દાક્તર સાહેબને ચોકખું સંભળાવી દીધું કે સારૂં ખાવાનું આપશો નહિ ત્યાં સુધી આ બિમારી જવાની નથી! દાક્તર–ફોઇબાએ તો ઓસ્ટ્રેલિયાના નકશા જેવું ભારેખમ મ્હોં પ્હોળું કરી દાંત દેખાડી, પછી મને કમને તેની ટિકીટમાં માંસ અને દૂધ લખી આપ્યાં. વારાફરતી અમારી બદલી આ લોકના સ્વર્ગ સમાન ઇસ્પીતાલમાં થવાનો પણ લાગ આવ્યો.

થોડાક દિવસ સુધી પોલિસ ઇન્સ્પેકટર અને જાસૂસી અમલદારોની આવજા ભારે ચાલૂ રહી. "આ જાણે છે?" "ફલાણું કેવી રીતે કર્યું હતું?" "માધાઇદાસ કોણ વારૂ?" વિગેરે સવાલોના ડામ સાથે અમને ગાળો ભાંડવામાં પણ બાકી ન રાખ્યું. પોલિસના ખપ્પરના ભોગ થઇને થોડા દિવસમાં તો જેલમાં કંઈ કેટલાયે માણસો ઉભરાયા. રોજ રોજ નવા સોબતીઓ મળવાથી અમારૂં નરક પણ જાણે નન્દનવન બનતું ચાલ્યું! અમારીજ સાથે ધરણી અને નગેન્દ્ર કવિરાજ–બન્ને ભાઇઓ–ગિરફતાર થયેલા. એ બાપડાઓ બોમ્બ સંબંધે તદ્દન અજાણ–પણ ચોરની સાથે ચોરીનો માલ રાખનાર પણ પકડાય તેમ ઉલ્લાસની એક બે બંધ સંદુક–પેટીઓ રાખવાના પાપનું પ્રાયશ્ચિત ભોગવવા આવવું પડ્યું. સંદૂકમાં બોમ્બ

હતો, કે સાપ, કે વિંછુ હતો કે શો અપૂર્વ વૈચિત્ર્યમય પદાર્થ હતો તેની તેમને ભલેને ખબરજ ન હોય તેમાં શું ગયું? માનવીનો બનાવેલો કાનૂન તે મંજૂર કરવા તૈયાર નથી. કાનૂનદેવની તો આંખો પોલિસ, હાથ પોલિસ, લાકડાયે પોલિસ–,એટલે પરિણામે ઘોડુંગધેડું એકકી લાકડીએ હંકાય છે!

મુરારીપુકુર મ્હોલ્લા તરફના એક ઘરમાંના બે એક જુવાન છોકરાઓને પણ અહિં આવેલા જોયા. બાપડા સ્હવારના પ્હોરમાં માત્ર ફરવા સારૂ અમારી પાપપુરી તરફ આવ્યા હશે તેમને બંદી બનાવી આણ્યા! બિચારાઓની રડી રડીને આંખોએ લાલચોળ થઈ ગઈ.

તે પછી ધીરે ધીરે શ્રીહટ્ટવાળા વીરેન્દ્ર સેન, સુશીલ સેન અને હેમ સેન જાળમાં સપડાઇને હાજર થયા. ખુલનાથી ખીખી હસતો સુધીર સરકાર, અને પ્રતાપાદિત્યના યશોહરના યશમાં વૃદ્ધિ કરતો (અરવિન્દનો સાસરા તરફથી સગો) વીરેન્દ્ર ઘોષ. નરેન્દ્ર બક્ષીની સાથે ભાઇબંધી રાખવાના અઘોર પાપ માટે ગરીબડો કૃષ્ણ જીવન માલદહથી પધાર્યો. શ્રીરામપુરવાળો નરેન્દ્ર ગોંસાઇ તો આવેલોજ હતો અને ઉપેન્દ્રના ખાસ સ્નેહી હષિકેશ કાંજીલાલે પણ પકડાતાંજ, મેજીસ્ટ્રેટની બેઠક સાગરઘેરા સૂરે ગજાવી મૂકી, "Tom-Fooleries of Bampfield Fooler" વિષે લાંબુ ભાષણ કરી પોતાનું જીવ્યું સાર્થક કરી અમારે ત્યાં દર્શન દીધાં. અને એક દિવસે કોઇ શકુનવંતી સ્હવારે મસ્ત ગજરાજ સમા ડોલતા ડોલતા મારા મિત્ર દેવવ્રત બસુએ આવીને પોતાનો ભીમકાય દેહ મહા મહેનતે એક કોટડીમાં પ્રવેશ કરાવ્યો. ચન્દ્ર-નગરની ડુપ્લે કોલેજના અધ્યાપક શ્રી ચારૂચન્દ્ર રાયે પણ પોતાના

વ્હાલા વિદ્યાર્થીઓ ઉપેન્દ્ર અને કાનાઈ દત્તની સંગતિનો લાભ મેળવવા આ રૌરવનરકમાં વાસો કર્યો.–ફ્રેન્ચ ચન્દ્રનગરમાંથી એમને કેમ કરી, અને કેવા રાજનૈતિક કારણે પકડ્યા હશે તે તે વેળા તો મને ન સમજાયું, પણ વિચારી લીધું કે ફ્રેન્ચ અને ઈંગ્રેજ–સગી માના દીકરા જેવા, એક એકને પાણી ભરાવે એમાંના–ચોરના ભાઇ ઘંટી ચોર જેવાજ કેની ?

અમે જ્યારે મુરારીપુકુર બાગાનના ઘેરા વખતે પોલિસની સાથે અચ્છેદ્ય વિવાહબંધનથી સંળાઇ રહ્યા હતા તે વેળા ગોપીમોહન દત્તની ગલીમાં આવેલા એક અમારા બીજા અખાડા પર પણ હુમલો લઈ જવામાં આવેલો. ત્યાં શાંતિપૂરવાળા નિરાપદ રાય અને ચંદ્રનગરનો કાનાઈ દત્ત એ બે હતા. એટલે તેઓ પણ તેજ વેળા હસ્તબદ્ધ થઇ આ રાક્ષસી લગ્નસમારંભમાં અમારી શોક્ય થઈ બેઠેલા, એમ કહેવાની ખાસ જરૂર નથી.



## ૧૩. જેલનાં સુખસંતાપ.

પકડાયા પછી કોરટમાં કેટલા દિવસ પૂરાઇ રહેવું પડેલું તે તો કંઇ સ્મરણમાં નથી, પણ એ થોડા દિવસ પણ જુગ જુગ જેવા લાંબા અને ભારે લાગવાનાં અનેક કારણો હતાં. પ્હેલીજ વાર અચાનક ધરતી, આકાશ, ઝાડપાન આદિથી છૂટા પડી જવાને કારણે શ્યામલ ધરિત્રીમૈયા, ભૂરૂં સુન્દર આકાશ ફૂળફુલ લિલોતરીનાં દર્શનને માટે તલસતો હું આકળો બેબાકળો બની ગયો! વણમાંગ્યું જીવનમાં જે કંઈ આવી મળે છે તેનો વિયોગ ન થાય ત્યાં સુધી તેનો મર્મ, તેની કિમ્મત સમજાતાં નથી–માત્ર અજ્ઞાનમાંજ તેના ઉપભોગનો આનંદ કેટલો છે તે માનવી વીસરી જાય છે. અને પછી સાત હાથ લાંબી અને પાંચ હાથ પ્હોળી ચારે બાજુ દિવાલોથી ઘેરાયેલી કોટડીમાં પૂરાવું–જાણે કંસના કારાગારમાં રાક્ષસનું પાષાણ હૃદય, જીવન ન લેતાં માત્ર ગુંગળાવીને જીવતાંજીવતજ દેવકીને મૃત્યુ-યાતના ભોગવાવે–તેવો અનુભવ! વધારામાં વાતચિતનો આનંદ અદૃશ્ય! એના જેવું તે બીજું દુઃખ

શું? પહેલાં કોણ જાણતું, કે મરજી મુજબ માત્ર ગમે તેવા ગપાટા મારવામાંયે આટલો બધો આનંદ રહેલો હતો! માત્ર વાતચીત ન કરી શકવાથી, હૃદયમાં કેટલી ઝાળ ઉઠે અને પ્રાણુપંખી કેટલું તરફડી મરે તેનો ખ્યાલ હવે આવવા લાગ્યો! છાના છૂપા, જોડેની ઓરડીવાળા સાથે બે અક્ષર બોલવા જતાંજ પ્હેરેગીરોનું ટોળું "હાં ! હાં ! એઇ ! શું કરે છો" એમ બોલતું દોડી આવે! અમારે મૌનીબાબા થઇને–ચૂપચાપ પડી રહેવું એવો કાયદો. અને એ સમાધિનો ભંગ થયો કે સજા થવાની! મહા ત્રાસ! પણ પછી અમારામાંથી કોણ જાણે કોણે પ્હેરેગીરને કંઇ દક્ષિણા આપતાંજ અચાનક કાયદો સીધો દોર થઈ ગયો, મુંગા મુંગા એ લોકો પ્હેરો ભરવા લાગ્યા અને અમેયે શરમાળ નવવધુ પેઠે ધીમે સાદે, જોડેના પાંજરામાં પૂરાયેલા મેના પોપટ સંગાથે સુખદુઃખની વાતો કરતા. અને ઉપરાંત પેટોબાની દુર્દશાની કથા તો મેં જણાવેલીજ છે. વધારામાં હનુમાનજીનો ઉપદ્રવ–ઉર્ફે સિ. આઈ. ડી. સાથેના વણમાંગેલા પ્રેમપ્રસંગો!

અચાનક આ બધી આફતોનાં વાદળાંઓમાંથી એક દિન સોનાનો સૂરજ ઉગ્યો અને અમારે પેલા જીવન્ત, "માર્બલ સ્ટેચ્યુ" (આરસપૂતળું) ઉર્ફે બરલી સાહેબની અદાલતમાં પોતે કરેલાં પાપોનો હિસાબ દેવાને જવાનું થયું.

અહા શો એ આનંદ ! ભલેને અદાલત હોય, ભલેને મરણયાત્રા હોય પણ બહારની ખુલ્લી મોકળી હવા, લિલોતરી, ભૂરૂં સુન્દર આકાશ–એ સર્વ નિસર્ગ સૌન્દર્ય પ્હેલાં એક વાર આંખો તૃપ્ત થાય ત્યાં સુધી પી લઇએ, પછી મરવાનું હોય તો સુખે મરાય !

પેટ ભરીને છૂટકારાનો દમ લેવામાં, શબ્દ–સ્પર્શ–રૂપ–ગંધમય જગતના અંગીભૂત માનવીને પ્રકૃતિને પડખે મોકળાશથી રહેવા માંયે કેટલો આનંદ મળે છે! એવી તૃપ્તિનું સુખ પૂરતું મળવા છતાં મનુષ્ય તેનો ઉપભોગ નથી કરતો, ખોટી ખોટી વાસનાઓ –ઇચ્છાઓ કર્યા કરે છે! માત્ર સ્હેલાઇથી સંતોષાનારૂં બાળક, અને શાન્ત પ્રકૃતિ, સ્થિતપ્રજ્ઞ જોગીજ તે ભોગવે છે! એક મોટી લાંબી ગાડીમાં પૂરાઇને અમારે જવું પડ્યું. ચારે બાજુ સારજન્ટો, સિપાઇઓ અને વચ્ચે ગાડીમાં ખિચોખીચ ભરેલા અમે બધાજ નૌજવાનોએ કલરવ મચાવી મૂક્યો. બરલીની અદાલત આગળ ઉતરી, જોડા બહાર કાઢી ઉઘાડપગાજ અંદર જવું પડ્યું ત્યારે જણાયું કે આવા ભારે દંડધારી ન્યાયદેવતા પણ ચર્મપાદુકાથી બ્હીએ છે! અંદર લાકડાના બનાવેલા ઘેરાવામાં આસપાસ લોખંડી સળિયાથી બનાવેલી એક લાંબી સાંકડી જગા હતી ત્યાં ન્યાય દેવતા તરફ મ્હોં રાખી અમે બન્દીવાન તરીકે ઉભા રહ્યા.

અદાલત આગળ ગિરદી જામી હતી, તમાશગીરો પુષ્કળ હતા, પણ બધાને અંદર જવા દેતા ન્હોતા. અમારી વાતચીતનો અવાજ અજાણતાં એકાદ બે ડિગ્રી વધારે ચઢતાંજ બરલી સાહેબની લાલચોળ આંખો અમારા તરફ ઘુરકવા લાગી. એટલે અમે ચૂપ થઇ ગયા. પણ બે ચાર દિવસ એમનું એમ ચાલ્યું એટલે ટેવાઇ જવાથી ગણકારવાનું બંધ કર્યું. એવું જોઇ સાહેબ ભાંગીતૂટી બંગાળીમાં ધમકાવવા લાગ્યા અને જમીન પર બેઠેલા હોઇએ તો મહેતાજી નિશાળીયાને સજા કરે તેમ વાતો કરવાને વાંકે ઉભા કરવા લાગ્યા!

મુકદ્દમામાં સાક્ષીઓની તપાસ વિગેરે કેવી રીતે ચાલતું હતું

તે તરફ અમે બિલ્કુલ લક્ષ આપતા ન્હોતા. પરિણામજ જાણવાની ગરજ હતી. આ બધી કચકચના કંટાળામાં કયાં સુધી રહેવાનું? સારો દિવસ મુકદ્દમો ચાલતો અને સાંજે ગાડીમાં પૂરાઇને સરઘસ જેલ જવું અને પાછા કોટડીમાં પૂરાવાનું થતું. તોયે આમ રોજને રોજ નાહી ધોઇ જમીને બહાર જવાનું અને એક જાતના આનંદ સમારંભમાં ઉભા રહેવાનું–એવી તપાસણી તો બે ચાર વરસ છો ચાલ્યાં કરે–એમ મનમાં થતું !

આગળ જણાવ્યું છે કે છૂપી પોલિસ ખાતાના ભાઇઓ રોજ જેલખાનામાં આવતા જતા તો હતાજ. કોઇ બુઢ્ઢાજીનું નાનકડી બાળા સાથે લગ્ન થવાથી તેની જેવી દુર્દશા થાય, અથવા, ગરીબ દરિદ્રી મજૂરના હાથમાં સોનામહોરનો ચરૂ આવતાં લોભવૃત્તિના ઉત્પાત અને ચોરના ભયથી જે અવસ્થા તેની થાય, તેવી આજે એ ભાઇઓની થઈ પડી હતી ! મીઠું મીઠું બોલી સામાનું ભાન ભૂલાવી તેના પેટમાંની વાતો કેવી રીતે કઢાવી લેવી તેનો ભારે પ્રયત્ન તેમણે આદર્યો હતો. બધામાં પ્હેલો નંબર ઇન્સ્પેકટર શ્યામશૂલનો આવે ! એકે દિવસ એવો નહિ ગયો હોય જ્યારે શ્યામશૂલ બાબુએ અલિપૂર જેલની ચુમાળીસ ડીગ્રીની કોટડીમાં આવી ભમરાની પેઠે ગણગણાટ નહિ કર્યો હોય ! કાળીકાળી ભરાઉ દાઢીમૂછો વડે શોભતું તેનું દંતુલ વદન હસ્યા કરતું; બોલમાં મિઠાશ તો માય નહિ અને ગમે એટલું અપમાન, મ્હેણાં કે ગાળ સાંભળવા પડે તોયે તે સામે ટકી રહેવાની ખંત તો એનીજ કહેવડાવો આખરે બિલાડીનું મોટું નસીબ તે ખાવાનું શીકું તૂટી પડયું–નરેન્દ્ર ગોંસાઈ, પોલિસ અને પોતાના બાપની

આજીજી–આગ્રહથી પીગળી ગયો અને સરકાર તરફથી સાક્ષી આપવા કબૂલ થયો. નરેન્દ્ર મોટા માણસનું સંતાન–ઠીક છે, શોખને ખાતર દેશનો ઉદ્ધાર કરવાના કામમાં પડેલો. તેને અમારી અંદરની વાતોની ખબર ન હતી. ચન્દ્રનગરના મેયરની ઉપર બોમ્બ નાંખવાની યોજના વખતે જરાતરા મદદ કરેલી અને બંકુરાની તેની જાગીર આગળ ધાડ પાડતી વેળા એકવાર અમારામાંના એક મંડળને લઇને ત્યાં ગયેલો.

નરેન્દ્રે ખાધેલા આ પલટાની વાત મને પ્હેલાં પ્હેલાં ખબર ન્હોતી, પણ અચાનક તેની કેટલીક હિલચાલો પર સંદેહ આવવા માંડયો અને કાનોકાન વાત ફેલાઇ ગઇ. નરેન્દ્ર જો સ્થિરચિત્ત અને હોંશિયાર હોત તો તો કળે કળે બધી વાતો મેળવી લઇ સર્વનાશનું કારણ થતે ખરો. પરંતુ ઉંધી ચાલ ચાલ્યો–જેને તેને છૂપી ગૂઢ વાતો વિષે પૂછપરછ કરવા લાગ્યો એટલે સંદેહનો ભોગ થઇ પડયો; અને પોતાની બાજી ધૂળ મેળવી. તેના સવાલો પણ અજબ હતા–સાંભળતાંજ કળી જવાય કે પોલિસદાદાએ રચેલા પ્રશ્નો એ માત્ર પોપટ પેરે બકી જાય છે! જેમકે, મદ્રાસનો નેતા કોણ છે? મહારાષ્ટ્રનો અગેવાન કોણ છે? આખરે પંડિત હૃષિકેશે બુદ્ધિ સુઝાડી કે થોડાએક બનાવટી નામો કલ્પી કાઢીને આપવાં. ભેગા મળી મસલત કરીને મેં જણાવ્યું કે પૂનામાં પુરૂષોત્તમ નાટેકર પ્રમુખ છે–અને મદ્રાસમાં વિશ્વંભર પિલે. હૃષિકેશે પણ તેજ નામો નરેન્દ્રને સંભળાવ્યાં.

એટલામાં અચાનક દાકતર ડેલી સાહેબ અને સુપારિટેંડં ઇમિર્સન સાહેબની કૃપાને પરિણામે કોટડીમાંથી અમારો ઉદ્ધાર

થયો અને ત્રીજા નંબરના વાર્ડમાં અમે દાખલ થયા. આ વાર્ડમાં ત્રણ ઓરડા–બે બાજુ નાની નાની બે ઓરડીઓ અને એક ચોગાન –એટલું હતું. મોટા ઓરડામાં અખાડા વાળાઓ પેઠા, એક બાજુની ઓરડીમાં અરવિન્દ તથા દેવવ્રત અને બીજી બાજુની કોટડીમાં મારી અને બીજા એક બે સાથીદારોની પધરામણી થઈ. પ્હેલે દિવસે આ પ્રકારે એકજ જગાએ છુટા એકઠા થતાં ભારે ઉલ્લાસમય ઘોંઘાટ વ્યાપી ગયો. કેટલીક મિનિટો સુધી હો હા ધમાધમ મચી રહી–પછી વાતાવરણ શાંત થયું. નરેન્દ્ર ગોંસાઇ અત્યાર સુધી એક ઇલાયદી કોટડીમાં હતો.–બધાના સન્દેહ અને ગુસ્સાનો ભોગ થઈ પડેલો એ પણ હવે તો ત્રીજા નંબરના વાર્ડમાં આવ્યો. એ શરૂઆતની ઉલ્લાસભરી ધમાધમનો લાભ લઈને ઉપેન્દ્ર અને બીજા કેલાકોએ મળી તેને એકવાર ખૂબ મેથીપાક જમાડયો. બિચારો જેલરબાબુની પાસે જઇ ફરિયાદ કરી આવ્યો, કે " આ બામટામંડળ મને જીવજાનથી પૂરે. કર્યા વિના છોડવાનું નથી. " તેજ દિવસથી તેને જૂદો પાડી ગોરાઓ–યુરોપિયનોના વાર્ડમાં રાખવામાં આવ્યો.

અહિં આવ્યા બાદ એક બીજી વિશેષ સગવડ મળવાથી જેલખાતાનું જીવન વધારે મીઠડું બની ગયું! અમારાં સગાંવ્હાલાં બ્હારથી અમારે ખાવાસારૂ ફળફળાદિ મોકલવા લાગ્યાં. ૩ નંબરના વાર્ડમાં વધારે દિવસ રહેવાનું થયું નહોતું એમ મને લાગે છે. કારણ તે પછી તુરતજ પ્રભાસ દે અને પંડિત પંચાનન તર્કરત્ન સહિત બીજું એક ટોળું પકડાઇને આવવાથી એ વાર્ડ સાંકડો પડયો અને પ્હેલા નંબરના વાર્ડમાં અમારી પધરામણી થઈ. ત્યાં એક મોટો વિશાળ

હોલ હતો–સામેજ અલિપૂર જેલનું રસોડું હતું. હવે તો અમારા આનંદનો પાર રહ્યો નહિ. રાતદહાડો હરહર મહાદેવ ! કોઇક વેળા બસ ગાયનજ ચાલ્યાં કરે. કોઇક વેળા ઠઠ્ઠા મશ્કરી અને પ્રભાસ દે ને બનાવી ચિઢવવાનીજ ગમ્મત ચાલે ! બ્હારથી માંસ, મચ્છી, ફળમૂળ વિગેરે એટલાં તો આવતાં, કે તેને કેમ પૂરાં ખપાવવાં તે સવાલ થઇ પડતો. કાચું માંસ કે મચ્છી આવતાં, તો રાંધવામાં એકકો દ્રૌપદીનો અવતાર સમા હેમદા જેલને રસોડે જઈ રાંધી લાવતા. દર રવિવારે અને વચ્ચે પણ કોઇક કોઇક દિવસ અમારાં સગાંવ્હાલાં મુલાકાત માટે આવતાં. જેલની ઓફિસના ઓરડામાં, બ્હારના પંખી અને પાંજરામાંના પંખીનો મેળાપ થતાં દરેક પોતપોતાનાં વ્હાલાં સાથે તે ઓરડાના એકાદ ખુણામાં બેસીને ચિરવાંછિત ખબરઅંતરો આપતા લેતા. લાંબા સમયના વિરહને લીધે બહારની દુનિયા તો અમારે મન જાણે એક ભારે અદ્‌ભુત રોમાન્સ જેવી થઈ પડી હતી. તેજ રીતે અમારી દુનિયાનાં નેત્રોથી છુપી જેલપૂરી અમારાં સ્વજનોને મન એક ભય વિસ્મય અને કુતૂહલજનક રહસ્ય જેવીજ લાગતી। જેલમાંના ખુનીઓ, લૂટારૂઓ ધાડપાડુઓ કેવું જીવન ગાળતા હશે ? જેલમાંનાં જીવો શું ખાતાપીતા હશે, અને ચોવીસ પ્હોરનો લાંબો દિવસ કેમ કરી ગાળતા હશે ? આવાં અદમ્ય અનંત કુતુહલ તેમને થતાં. તેમ તેમને દુ:ખ, ( લાગણી ) પણ ઝાઝું થતું. અને અમે તો બસ આ પૂછીએ અને તે પૂછીએ ! બેચાર સાથીદારો બચી ગયા હતા તેઓ શું કરે છે ? દેશ શી વાતો કરે છે ? આખરે બંગા એક થશે કે નહિ, આટલાં આટલાં બલિદાન અપાતાંયે દેશના દરદને પિછાનનારા નીકળશે કે નહિ ? આવું આવું અમે પૂછતા.

જેલમાં પૈસા આપવાથી સારૂં ખાવાનું, સિગારેટ, દિવાસળી, મિઠાઈ, મેવો આદિ મળી શકે છે એવી ખબર પડવાનીજ વાર–કે અમે કોરટ જતાં ત્યાંથી આત્મીય જનોને ખબર મોકલાવતા કે નાણું મોકલી આપો. એ વખત મેળાપ થતાં તક સાધી કોઈ કોઇ પૈસા લાવતા, અને ચોરની પેઠે આમ તેમ જોઇને હાથમાં સેરવી દેતા. નસીબ સંજોગે જો કોઇ વાર કોઇક પ્હેરેગીરની નજર પડતી, તો તેની તરફ આંખ મચકાવતાં, જાણે જાણતોજ ન હોય તેમ તે મ્હોં ફરવી નાંખતો અને ઉંચે જોઈ બારોટિયે કેટલા કરોળિયા વળગ્યા છે તે ગણવા બેસી જતો. પણ જેલ પાછા ફરતી વેળા ખૂબ પાસે થઇને પસાર થતો ત્યારે તેની ઈશારત સમજી હાથમાં એકાદ પાવલી સરકાવી દેતાં ચુપચૂપ મુંગો રહેતો. પાકશાળાના ઉપરી મહાશયને જરાતરા દક્ષિણા મળતી એટલે અમારા વાડમાં ઘી ચોપડેલી ખાસી નાજુક રોટલીઓ, સુંદર શાક, દાળ વિગેરે રાત્રે પ્હેરાવાળાની મારફતે આવતું.

જ્યારે ભાતપાડાવાળા પંડિત પંચાનન તર્કરત્નને જેલમાં અટકમાં લીધા ત્યારે એ નિષ્ઠાવાન, સાત્વિક ભૂદેવને પકડવાથી ઇમિર્સન સાહેબને તો સાપે છછુંદર ગળ્યા જેવો ઘાટ થયો. પ્હેલી વાત તો એ કે ભૂદેવ સ્વયંપાક શિવાયનો ખોરાક ખાતા ન્હોતા બીજી વાત ગંગાજળ શિવાયનું પાણી ન્હોતા પીતા. અમે તે વિચાર્યું કે આ હડહડતા કળજુગમાં ગૌરાંગી જેલકોડ રૂપી પત્થ તળે દબાઈ ચંપાઇને બાપડા ભૂદેવ માર્યા જશે. પણ ઇમર્સ સાહેબ બિચારા ભલા માણસ હતા. તેના મત મુજબ પંડિતજી કંઇ કેદી ન્હોતા. હજુ તો તેમની તપાસ પણ થવાની હત

એટલે ઓફીસમાં બોલાવીને તેમને ખૂબ ખૂબ સમજાવ્યા, પટાવ્યા; પણ ન માન્યું એટલે પુષ્કળ વિચાર કરી ગોઠવણ કરી કે પંડિતજીને હાથે પોતાની રસોઇ કરી લેવા દેવી. પણ વળી એક વાંધો ઉઠયો. જેલના ધાતુના વાસણોમાં પંડિતજીએ પોતાનો ખોરાક રાંધવા ધસીને ના કહી. લાચારીથી જેલની તળાવડીને કાંઠે ઝાડ નીચે તેમના રસોડાની ગોઠવણ થઈ-બે ઇંટનો ચૂલો અને એક બે પિત્તળનાં વાસણ. પણ ગંગાજળ માટે સાહેબ બહાદૂરે પરવાનગી ન આપી. ફિલ્ટર કર્યા વગરનું પાણી! તેમાં તો પ્લેગનાં સૂક્ષ્મ જંતુઓ હોય! પણ સત્યાગ્રહી પંડિતજીએ "તરસ્યો તરસ્યો મરૂં, પણ બીજું જળ નહિ પીઉં" એવી ભીષ્મપ્રતિજ્ઞા લેવાથી-અને બીજા પાણીને સ્પર્શ પણ ન કરવાથી સાહેબ કડવે મોંઢે એ ઘુંટડો પણ ગળી ગયા. તર્કરત્ન મહાશયનો ઓળખિતો એક માણસ રોજ એક ઘડો ગંગાજળ આપી જવા લાગ્યો. સારે નસીબે, થોડાક દિવસ એમ વહી જતાં, સાબિતીને અભાવે તેમનો છૂટકારો થયો; નહિ તો અલિપૂર જેલમાં થોડે ઘણે દિવસે પણ એક બ્રહ્મહત્યા થતે અને વિનાકારણ ઇંગ્રેજ સરકારને કપાળે કાળી ટીલી(!) ચોંટતે!



## ૧૪. તપાસ

અમારા મુકદ્દમાની સુનાવણી મિ. બરલી (L, Birley) સાહેબની બેઠક સમક્ષ ૧૯મી મે ને દિવસે શરૂ થઈ. અમે ૨૭ મે ને દિવસે પકડાયેલા, ૪થી મેએ જેલમાં આવેલા, અને ૧૪ દિવસ કોટડીમાં પડ્યા પડ્યા, ભાગ્યોદધિની લહરીઓ નિહાળ્યા કરી. તારીખ ૨૭ મેની રાતે પોલિસની બિછાવેલી જાળ મુજબ અનેક સ્થળે તપાસ થયેલી. તેમાં મુરારીપુકુર બાગાન આગળથી અમે નીચે મુજબના ચૌદ નરવીરો સરકારના મહેમાન થયા હતા.

૧ બારીન્દ્રકુમાર ઘોષ–કલકત્તા
૨ ઉપેન્દ્રનાથ બંદોપાધ્યાય–ચંદ્રનગર
૨ ઉલ્લાસકર દત્ત–બ્રાહ્મણબેડીયા
૪ ઇન્દુભૂષણ રાય–યશોહર
૫ વિભૂતિભૂષણ સરકાર–શાંતિપૂર
૬ નલિનીકાન્ત ગુપ્ત–રંગપૂર
૭ શચીન્દ્રકુમાર સેન–સોનારંગ

૮ વિજયકુમાર નાગ–ખુલના
૯ કુંજલાલ શાહ–કુષ્ટીયા
૧૦ શિશિરકુમાર ઘોષ–યશોહર
૧૧ પરેશચંદ્ર મૈલિક–યશોહર
૧૨ નરેન્દ્રનાથ બક્ષી–રાજશાહી
૧૩ પૂર્ણચંદ્ર સેન–તમલૂક
૧૪ હેમેન્દ્રનાથ ઘોષ–યશોહર

નં ૧૫–ગોપીમોહન દત્ત સ્ટ્રીટમાં અમારો બીજો એક અખાડો હતો. તેના પર પણ એજ વેળા હૂમલો થયેલો અને ચંદ્રનગરવાળા શ્રી કાનાઇલાલ દત્ત અને શાંતિપૂરના નિરાપદ રાય ત્યાંની સુખશાંતિની ઉંઘ છોડી જેલમંદિરમાં પધાર્યા.

સ્ટાર થીયેટરની સામે નં ૪૮ ગ્રે સ્ટ્રીટમાં અરવિંદનો મુકામ હતો. એજ ગોઝારી રાત્રે–પાછલે પ્હોરે તેના પર પણ આક્રમણ થયું. પણ તે કાળમાં બંગાળાનાં સ્ત્રીજને રણનીતિના મયદાનમાં ઝૂકાવ્યું ન્હોતું; એટલે મારાં ભાભી કે બ્હેનના હાથમાં હાથકડી ન પડી. બોમ્બયુગના જમાનામાં અમારામાં બે ચાર સ્ત્રીઓ હતી ખરી અને જણાઇ જતાં તેમને ધમકાવેલી–દબડાવેલી; પણ કોઇ પકડાઇ ન્હોતી–સરકારની મહેમાન બની ન્હોતી. અમારાં ભાભી અને બ્હેનને તો અમારાં કુકાર્યની જરાયે ગંધ નહોતીજ. મોટાભાઇ અરવિંદને ખબર ન હોત તોયે તે છૂટી ન જાત–કારણ તે વંદે-માતરમ્ ચલાવતા. આ ૪૮ નં. વાળા ઘરમાં અમે મનોરંજન ગુહઠાકુરતાનું “નવશક્તિ” પત્ર અમારા પોતાના સિદ્ધાંતો અને આદર્શો અનુસાર ચલાવવાને યોજના તે વેળા ઘડતા; કારણ

"જુગાંતર" છોડી દીધા પછી મને થયા કરતું, કે હજુ તો પ્રજાને જણાવવાની-સંભળાવવાની ઘણી વાતો બાકી રહી ગઈ છે. "નવશક્તિ"માં તે વાતો જણાવવાના મારા કાર્યમાં આડબાલિયાના અવિનાશ ભટ્ટાચારજી અને શૈલેન્દ્ર બસુ પણ તેજ ઠેકાણે મને મદદ કરતા. કહેવાની જરૂર નથી, કે અરવિંદ, શૈલેન્દ્ર અને અવિનાશ ત્રણેએ આ સ્થળેથી સરકારની મહેમાનગિરી એક સાથે સ્વીકારી.

અમારા સર્વના મોટાભાઇ જેવા વયોવૃદ્ધ હેમચંદ્ર દાસ ઉરફે હેમદા ૩૮-૪ નવકૃષ્ણ સ્ટ્રીટમાં આવેલે પોતાને મામાને ઘેર રહેતા. પેલી ઓઝારી બીજી મેની તારીખની કાળરાત્રિએ તેમને પણ ચતુર્ભુજ થઈ આ સ્થળેથી લાલબજાર બદલી કરાવવી પડી. મેં પ્હેલાં ઓળખાવ્યા છે તે ચોરીનો માલ ઉરફે સાપ કે વિંછુ(!) વાળી બે બંધ પેટીઓ રાખવા માટે ગિરફતાર થયેલા કવિરાજ બંધુદ્વય જ્યાં પકડાયેલા તે પ્રાતઃસ્મરણીય ઘર હતું નં ૧૩૪ હેરિસન રોડ. નગેન્દ્રનાથ ગુપ્ત અને તેનો ભાઈ ધરણીનાથ ગુપ્ત મુન્શીગંજમાં રહેતા. ભોગ બિચારા (કાલિગંજના) અશોકચંદ્ર નન્દી, (વર્ધમાનનો) વિજયરત્ન સેનગુપ્ત અને (નડાઇનો) મોતીલાલ રાયના, કે પેલી રાત્રે તેઓ ગુપ્ત બંધુઓની સાથે સૂતેલા! બરલિ સાહેબની કૃપાથી વિજય તથા મોતી તો છૂટી ગયા ખરા પણ અશોક, ઉલ્લાસ, નગેન્દ્ર અને ધરણી એટલાને તો અમારા જેલનન્દનવનનો ઉપભોગ કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયુંજ.

એ શિવાય ૩૦-૨ હેરિસન રોડ, ૧૧ હેરિસન, ૨૩ સ્કોટસ લેઇન અને ઉલ્લાસકરના પિતા શ્રી દ્વિજદાસ દત્તના શિવપૂરમાં આવેલા ઘર પર પણ પોલિસની ધાડ પડેલી. પ્હેલા ઘરમાં અમારા

કાગળપત્રો અમને છૂપી રીતે મળતા. ત્યાં ધાડ પડતાં ૨જી મેનાજ થોડાએક કાગળ પોલિસના હાથમાં આવ્યા. ૧૧ નંબરના ઘરમાં અવિનાશ "જુગાન્તર પુસ્તકાલય" ચલાવતો અને ત્યાંથી "વર્તમાન રણુનીતિ" "મુક્તિ કોન પથે" આદિ પુસ્તકો વેચતો; પણ પોલિસનાં પુણ્ય પગલાં ત્યાં પધાર્યાં તે પ્હેલાં બે ત્રણ દિવસ આગળથીજ તેણે પોતાનો મુકામ બદલી નાંખ્યો હતો. એટલે ત્યાંથી કશું હાથ આવ્યું નહિ. ૨૩ નં સ્કોટસ લેઇનમાં પ્હેલાં અરવિંદ રહેતા, એટલુંજ. આથી ત્યાં પણ પોલિસને ફોકટજ ફેરો પડયો. ગરીબ બિચારા ઉલ્લાસકરના બાપ! તેમને પોતાના કુળદીપકનાં પરાક્રમો વિષે જરાયે ખબર ન્હોતી. ઉલ્લાસ પોતાના બાપીકા ઘર સાથે સાથેનો સંબંધ તદ્દન તજીને બાગાનમાં આવી વસેલો. તેને ઘેરથી મુકદ્દમામાં પૂરાવા તરીકે કામ લાગે એવું કંઇ ન મળી આવ્યું.

અમારી પાસેથી મળી આવેલા કાગળપત્રોને આધારે પાછળથી શ્રીરામપૂરવાળા હૃષિકેશ કાંજીલાલ, ખુલનાના સુધીરકુમાર સરકાર, સાગરદાંડી યશોહરવાળા વીરેન્દ્ર ઘોષ, કૃષ્ણુ જીવન સાન્યાલ (માલદહ) અને સિલહટના ત્રણ ભાઇઓ હેમચંદ્ર, વીરેન્દ્ર અને સુશીલ સેન તથા રામપુરના નામચીન બાબુ નરેન્દ્રનાથ ગોસ્વામી પકડાયા.

તપાસ વધારે ને વધારે ચાલતાં કોળવાઇમાં રોજ ઉંદર પડતા અને એ બધાઓ મળીને અલીપૂર કેસમાં પકડાયલાઓનું બીજુ ટોળું ઘડાયું. તેમાં દેવવ્રત બસુ, ચન્દ્રનગર દુપ્લે કોલેજના પ્રોફેસર ચારૂચન્દ્ર રાય, ઇન્દ્રનાથ નન્દી, નિખિલધર રાય મૌલિક, વિજય ભટ્ટાચાર્ય, પ્રભાસ દે, મારા મામા સત્યેન્દ્રનાથ બસુ, નાગપૂરના બાલકૃષ્ણુ હરી કાણે અને યતીન્દ્ર બંદોપાધ્યાય

ઉર્ફે નિરાલંબ સ્વામીનો સમાવેશ થયો.

શરૂઆતના આદિપર્વના કાળમાં ક્રાન્તિભર્યા વિચારો ફેલાવવાના યુગમાં દેવવ્રત અમારા સંગાથી હતા ખરા, પણ પાછળથી ધાર્મિક અને સાધનાની વૃત્તિમાં ગૂંથાઈ જવાથી અમારી રાક્ષસી દાનવલીલામાં સામેલ ન્હોતા. પણ થોડો ઘણો પણ દુષ્ટસંગ કંઈ ફળ્યા શિવાય રહે?–પછી તે આદિપર્વમાં હોય કે વિરાટપર્વમાં. એના દાખલા રૂપે દેવવ્રત, ચારૂઆણુ, વિજય અને નિરાલંબ સ્વામીના દ્દષ્ટાંત સચોટ છે. ચારૂઆણુનો ભયંકર ગુન્હો એટલોજ કે તેણે ઉપેન્દ્ર અને કાનાઇને કોલેજમાં ભણાવેલા. તેમના તરફ સ્નેહ બતાવેલો અને કોઇક વાર તેમને ઘેર જઇ કુશળ સમાચાર પૂછેલા. ગરીબ બાપડા વિજય ભટ્ટાચારજીનો અપરાધ એ કે તેણે અમને પોતાનું ઘર ભાડે આપેલું–દૂધ પાઇનેજ સાપ ઉછરેલો ! નિરાલંબ સ્વામી જ્યારે પૂર્વાશ્રમમાં યતિ બાબુ હતા, ત્યારે અમારા વિપ્લવપંથમાં આગેવાનીભર્યો ભાગ લેતા ખરા, પણ પછી મતભેદ પડતાં તેમણે સંન્યાસ લીધો અને ત્યારથી અમારી રાક્ષસી યોજનાઓ સાથે તેમને તલભાર પણ સંબંધ નહોતો. થોડું ઘણું પાપ કરેલું તેને માટે પકડાઇને બધાએ જેલ ભોગવી. પણ પાછળથી તપાસને અંતે બધા છૂટી ગયા ખરા, ચારૂબાબુનો કેસ તો સરકાર બહાદૂરે જાતે સંભાળી લીધો. તે તો ફ્રાન્સની સરકારની પ્રજા ગણાય, એટલે તેમને પકડી શકાય નહિ પણ છતાં ફ્રેન્ચ મેયર અને બ્રિટીશ પોલિસે મળી સમજી મસલત કરી તેને ગેરકાયદેસર રીતે ગિરફતાર કરેલા. પછી હોહા થઇ જવાથી મહાકષ્ટે કોળવાઇમાં પકડેલો ઉંદર પણ છોડી દેવો પડયો !

૧૯મી મેથી ૧૧મી સપ્ટેમ્બર સુધી તપાસ ચલાવીને બરલિ સાહેબે ૩૮ જણને સેશન્સ કમીટ કર્યા. એ કાળે રોજ જેલથી અદાલત અને અદાલતથી જેલ આવજા કરી કરીને અમે બહારની મોકળી હવા પેટભરીને ખાઈ લીધી. રોજ જેલમાં ભાત ખાઇને અદાલતે જવાનું અમારે મન નિશાળની છુટ્ટી જેવું હતું. અને પાછું સાંજે જેલ આવવું તે યમદૂત જેવા માસ્તર સાહેબ પાસે જવાનું જ ન હોય તેમ કાળ જેવું લાગતું. મોટી બેથૂન કૉલેજની ગાડી જેવી બન્ધ પડદાનશીન ગાડીમાં બેસી

"સ્વદેશેર ધૂલિ સ્વર્ણરેણુ બોલિ
રેખો રેખો હૃદે એ ધ્રુવજ્ઞાન"

એ પ્રમાણે લલકારતા લલકારતા અથડાતા કૂટાતા જવામાં ભારે મઝા પડતી. મુકદ્દમાના સાક્ષી, જુબાની, સવાલ જવાબ વિરાટ માયા જેવા લાગતા. પોલિસ, મેજીસ્ટ્રેટ, વકીલ, ઝભ્ભાવાળા એનો ફારસ જોવાનો આનંદ ગમ્મત આપતો. "જૂઠી માયા, જૂઠી કાયા, જૂઠા સબ સંસારારે" એમ જાણે દરેકને થઈ રહ્યું હતું; મનમાંને મનમાં મરીને ભૂત થતા અને જાણે નિર્લેપજ હોઇએ તેમ મઝા ભોગવતા. આ કોમેડી–ફારસ–ની પાછળ પાછળ એક ટ્રેજેડી–કરૂણાત્મક સીન પણ ગોઠવાતો જતો હતો અને બરલિ સાહેબની અદાલતની તપાસ પૂરી થતાંજ સઘળો હાંસીખેલ, તમાશો, મઝા, એક ફૂંકથી ફૂલ ઉડી જાય તેમ ઉડી જઈ અમારા બંધન રૂપી સ્ફટિકસ્તંભ ફાટી તેમાંથી નરસિંહ રૂપે તે સીન બહાર ખડો થયો–જેલખાનામાં સરકારી સાક્ષી નરેન્દ્ર ગોંસાઈનું ખૂન થયું !!



# ૧૫. જેલ ફોડવાની બાજી

અમારી ધારણા હતી, કે બરલિ સાહેબને હાથે મુકદ્દમો ચાલતાં ચાલતાંમાં તો અમે જેલ ફોડીને બ્હાર નીકળીશું. જુવાનીના જોશમાં સાહસ અને શૂરવીરતાનો ઉભરો હતો–ડહાપણ બહુ ઓછું હતું. પરિણામનો વિચાર ન કરનારા સાહસિકોજ જગતમાં સર્વ મહાન કામો પાર પાડે છે,–તેમનો પ્રયત્ન સફળ થાય તો લોકો વાહવાહ પોકારે છે અને ધૂળ મળે તો દિવાના ગણી તેમની રેવડી દાણાદાણ કરે છે, એમ અમે માનતા. જીવનના અનેક અનુભવોથી ઘડાઇને હવે દૂરદર્શી અને ડહાપણવાળા બન્યા હોવા છતાં એટલું તો હજુએ લાગે છે કે તે વેળાની અલિપૂરની જેલ ફોડીને ભાગી જવું એ રમત વાત તો હતીજ. તે વેળા બાયલા યોગેન્દ્રબાબુ અમારા જેલર હતા. તેઓ ઘરડા અને ભારેખમ ઢીમચા જેવા શરીર વાળા હતા, અને ભારે બહાદૂર હતા! તેમની હાથ તળેના માણસોમાં થોડાક પોલિસના માણસો, ચાર બિલ્લા (Four striped) વાળો હેડ જમાદાર, ત્રણ બિલ્લા વાળો મદદનીશ જમાદાર અને કેટલાક નાયબ–જેલરો હતા.

અમારા ભેજામાં ખ્યાલ પ્રવેશ પામવાનીજ વાર, અને તેની સાધન સામગ્રીની જોગવાઈ કરવાના ઉદ્યોગમાં અમે તરતજ લાગી ગયા. કોર્ટે જતાં આવતાં તક સાધીને કેટલાક ઓળખાણુવાળા સાથે ગોઠવણુ કરવા માંડી. પૈસાની વ્યવસ્થા થઇ ગઇ. પછી હથિયારનો સંગ્રહ તો બહારને બહારજ થવા લાગ્યો. એમ ઠર્યું કે ૧૦–૧૨ રિવોલ્વર બહાર ભેગી કરી એક એક એમ સઘળી જેલમાં આણવી. અને પછી જેલમાંના ચોકીદારોને કોઇ પણુ રીતે યુક્તિથી પટાવી સમજાવી રાત્રે બરાખની ચોરકુંચીની મદદથી અથવા કઠેરો કાપીને બહાર નીકળીને નાસી જવું. સામે રસોડું, તે પછી પાયખાનું અને પછી જેલનો દરવાજો આવતો બહાર મોટર ગાડી હાજર રહે અને તેમાં બેસી છોટાનાગપૂરની ગુફાઓ કે કૈમૂર પર્વતની ગિરિકંદરા તરફ પ્રયાણુ કરી જવું. એક જાતની ઝાંખી ઝાંખી ધારણા હતી, કે વિન્ધ્યા પર્વતોમાં થઇને રાજપૂતાનામાં જવું અને ત્યાંથી પછી હિન્દુસ્તાન છોડી જવું પડે તો તેમ કરવાને વાંધો નહિ આવે. ઉત્તરમાં કાબૂલ કન્દહાર, અને પશ્ચિમે ઇરાન વગેરે ઇંગ્રેજ સત્તાની બહાર છે અને ત્યાં આગળથી આંતરરાષ્ટ્રીય કાયદા પ્રમાણે રાજદ્વારી કેદીને પકડી શકાતા નથી.

જેલના માણુસોને રિઝવી–પટાવી લીધા. એ શુભકાર્ય કરવાની રાત્રે તેમણે અમૂક બે ચાર માણુસોને પ્હેરાપર રાખવા અને અમારે મીણુ મંગાવી બરાખની ચાવીનું બીબું બનાવી લેવું. સગાવ્હાલાંઓનીજ પેઠે અમારા ઘણા મળતીયાઓ–સાથીદારો પણુ મુલાકાતે આવતા. તેઓ છાની છૂપી રીતે એક એક પિસ્તોલ સંતાડીને જેલમાં લાવવા લાગ્યા. બરાખમાં સૂવાને માટે માટી અને ઈંટની ચણી લીધેલી

ખાટલા જેવી બેઠક બાંધેલી હતી તેમાંથી બે ત્રણ ઈંટ કાઢી લઈ અંદરના પોલાણમાં પિસ્તોલોને છૂપાવી રાખવાની વ્યવસ્થા કરી. બે પિસ્તોલો આવી પ્હોંચી, એટલે સાથીઓ જાતજાતની કલ્પના કરવા લાગ્યા, કે નરેન્દ્ર ગોંસાઇને આ લોકમાંથી વિષ્ણુધામમાં કયી યુકિતથી વિદાય કરવો. મારી સલાહ પૂછતાં મેં તો જેલની બહારજ તેને મોક્ષ માર્ગે મુસાફરી કરાવવાની સલાહ આપી. કારણ તેમ નહિ કરવાથી અધીરાઇને પરિણામે અમારૂં સર્વનું જેલ ફોડીને બહાર નીકળવાનું કાવતરૂં પણ ધૂળ મળે. મને ખબરજ ન પડી કે એ લોકમાંથી કેટલાકે સંપ કરીને મારીજ મંગાવેલી પિસ્તોલની મદદથી હું ન જાણું તેમ નરેન્દ્ર ગોંસાઇને જેલમાંજ રામશરણ પ્હોંચાડી દેવાનો ફન્દ રચ્યો હતો. તે વેળા નરેન્દ્ર સાચીખોટી સાક્ષી આપીને ઘણા ગરીબડા નિર્દોષ માણસોને ફસાવી રહ્યા હતો. ને તેની જુબાનીને પરિણામે મેદિનીપૂર, બંકુરા રંગપૂર વિગેરે ઘણે ઠેકાણેથી સારાસારા માણસો–રાજા જમીનદારો પણ ગિરફતાર થતા જતા હતા. જો નરેન્દ્ર રંગભૂમિ પરથી અદૃશ્ય થઈ જાય તો આખો મુકદ્દમો ફસાઈ જાય–મામલો ફેરવાઇ જાય તેમ હતું. પણ એ કામ માજીસ્ટ્રેટની કોરટમાંથી કેસ સેશન્સમાં કમીટી થાય તે પ્હેલાં થઇ જવું જોઇએ. અહિંની તપાસમાં એણે જે કહેલું તે જો એ સેશન્સ આગળ બકી જવા પામે અને એકાદ કોઇ બીજો તેની હામાં હા મેળવે એટલે થઈ રહ્યું–આખો કેસ મજબુત થઇને કાયમ ઉભો રહે. મેં મનમાં નક્કી ઠસાવેલું કે બહાર ગયા બાદ ગોસ્વામીજીને ગોલોકમાં પહોંચાડવાનું કામ થઇજ શકશે–અત્યારે એ બાબત બેહું દુખાવવાની જરૂર નથી. હું આસજ તાલમાં ફરતો

હતો પણ બીજાઓ શી મસલત કરતા હતા કે યોજનાઓ ઘડતા હતા તેના તરફ મારી નજર ન્હોતી. મારો સ્વભાવ સ્વેચ્છાચારી અને જરા આપખુદ તો ખરોજ. બધાને કોઇ પણ કાર્યમાં પૂછતો ગાછતો ખરો, પણ કરતો મારૂં ધાર્યુંજ. જેલમાં આવ્યા પછી સાથીદારોમાંના કોઇક કોઇકને મારા પ્રત્યે કંઇક ગુસ્સાની અને અણુરાગની લાગણી થયેલી એમ મને લાગ્યું હતું અને તેનું કારણ એ જણાતું કે કોઇ પણ જાતનું કામ પાર પાડ્યા વિના હું પકડાઇ ગયો ! શરૂઆતમાં તો જેલમાં નિરાશાના પહાડ તળે દબાઇને હું જરા શૂન્યચિત્ત બની ગયેલો પણ પછી દેવવ્રત બસુ ના સહવાસથી મારી આટલા દિવસ મુલતવી રાખેલી સાધના પાછી ધીરે ધીરે સચેતન થવા લાગી. એટલે સાથીદારોનો આ અણુરાગ મેં જોયો છતાં ન જોયો—એવો વિચાર સરખો મને ન આવ્યો કે તેઓ મારાથી છાનાછૂપા, છેક સુધી વાતને સંતાડી રાખી, એકલા એકલા કંઇ પણ કરશે. મારી વૃત્તિને માપી લઇને તેમણે પોતે જે નિશ્ચય કરેલો તેની મને જરાં સુદ્ધાં ખબર પડવા દીધી નહિ. માત્ર એક વાર સાધારણ વાતચિતમાં મારો શો છે તે હોંશિયારીથી જાણી લીધું.

મને જેનો વિચાર સરખો ન્હોતો તેજ બની આવ્યું ! આ અસંતોષી મંડળમાંના કેટલાકે છુપી મસલત કરીને સઘળું નક્કી કરી મૂકયું, મને કંઇ ન જણાવ્યું, કારણ તેમની સોએ સો ટકા ખાતરી હતી, કે મને ખબર પડતાં હું વાંધો લઇશ અને જેલના ભીતરમાં તો આ કૃત્ય નહિજ થવા દઉં.

મેં આગળ જણાવ્યું છે કે સારૂં સારૂં ખાવાની લાલચથી મારા સાથીદારો માંદા પડવાનો ઢોંગ કરી વારંવાર ઇસ્પિતાલમાં

જતા. મામા સત્યેન્દ્રે તો હાંફણના રોગી તરીકે પસાર થઈ જઇ ઇસ્પિતાલમાંજ પોતાનો અડ્ડો જમાવી મૂકયો. સત્યેન્દ્ર, મારા દાદા રાજનારાયણ બસુના છેક નાના ભાઇ અભયબાબુના વચલા પુત્ર થાય. અમારી મેદિનીપૂરની શાખાના તે સુકાની હતા. એ કુટુંબમાં હાંફણનો રોગ વંશપરંપરાનો ગણાતો ખરો. સત્યેન્દ્રની એક બ્હેનને છે, તેની કન્યાને છે, અને સત્યેન્દ્રને પણ અસર તો ખરીજ. કોઈ કોઇ વાર સાસ ઉપડતો ત્યારે તેને ભારે દુઃખ થતું. પણ નહિતો, સારી અવસ્થામાં સત્યેન્દ્રના જેટલું કામકાજ-વહિવટ કરનારા ભૂજજ. મેદિનીપૂરમાં બંગાળ પ્રાંતિક પરિષદમાં વિનીતપક્ષ અને ઉદ્દામપક્ષની તકરારનાં પગરણ મંડાયાં. આખા જીલ્લામાં કામ કરી પ્રતિનિધિઓ ભેગા કરાવવા અને સ્વયંસેવકોને કેળવવાનું કામ માટે ભાગે સત્યેન્દ્રેજ પાર પાડેલું. અંદરખાનેથી અમારી સાથે કામ કરતા અને પ્રકટ રીતે ઉદ્દામપક્ષના કામકાજની વ્યવસ્થા પણ જોતા. ઘણાને ઉપદેશ કરી તેમણે વિલાયતી ખાંડ, મીઠું અને કાપડનો ત્યાગ કરાવેલો. અને એક વાર ખુદિરામ વિગેરે કેટલાક કેઈક ગુપ્ત પત્રિકાઓ વહેંચતાં પોલિસ સાથે અથડામણમાં આવેલા તેમાં પણ એની આગેવાની!—આ મેદિનીપૂર શાખામાંજ શ્રીયુત નેરાપદ રાય પણ કામ કરતા.

હું પ્હેલવ્હેલો મેદિનીપૂરની ગુપ્ત સમિતિને જોવા સારૂ ગયેલો તે પ્રસંગ હજુએ મને સાંભરે છે. પાંચ સાત રૂપિયા ભાડાનું એક નાનકડું અંધારીયું ઘર. તેમાં બેએક ઓરડા હતા. એક ઓરડામાં બાજુએ માટીની જીભ બ્હાર કાઢેલી છે એવી મા કાળિકા ધૂળમાં સ્નાન કરીને ઉભી ઉભી પોતાના સંતાનોનાં કૃત્યોને

ધ્યાનપૂર્વક નિરખી રહેલી છે! કોણ જાણે કયે કાળે આ લુચ્ચા બાળકોએ માની પૂજા–અર્ચા કરી હશે!–સિંદૂર, નૈવેદ્યને જૂના સૂકાયેલાં ફૂલ આમ તેમ વિખરાયેલાં પડયાં હતા. તેની એક બાજુ ફાટાંતૂટાં માદરપાટની મેલી પથારીમાં બે ત્રણ સભાસદો રાતના સુતા. અંદરની બાજુએ એક ખુલ્લાં ચોગાન જેવું હતું તેમાં એક ઉંડો મોટો કૂવો હતો. સ્વદેશવીરો જાતેજ રાંધવાનું, તેમજ ઘરનું બધું કામકાજ નિભાવતા–ચાકર બાકર રાખ્યો નહોતો. કાવતરાંના મથક પર નોકર પણ કોને રખાય? તેની દ્વારા કોઇ હનુમાનજીને અંદર પ્રવેશ કરતાં કેટલી વાર લાગે? આ સમિતિનું આનંદમઠ કે એવુંજ કંઇ સુંદર અદ્ભુત નામ પણ રાખેલું હતું. સત્યેન્દ્ર પાસેજ પોતાના ઘરમાં રહેતા, અને કામકાજ કરવા માટે આવ્યા કરતા. એની બુદ્ધિનો અને ચતુરતાનો પાર ખરેજ ન્હોતો અને પુસ્તકો તથા છાપાં વાંચવાનું તો એને એક જાતનું વ્યસનજ હતું. જ્યારે પ્હેલવ્હેલો સરક્યુલર રોડ પર ય—ની સંગાથે કામકાજ કરવામાં હું દાખલ થયો, ત્યારે સત્યેન્દ્ર પણ અમારી સાથે જોડાયલા હતા. પણ પછી કંઇક તકરાર થવાથી એ મથક તૂટી પડયું અને એ મેદિનીપૂર ચાલ્યા ગયા.

અલિપૂર જેલમાં આ મહાભારત સાહસકાર્ય (ખૂન) કરતા પ્હેલાં કેટલીક વાર તેને બબડતા સાંભળેલા, "રોગની જ્વાળા હવે તો સહેવાતી નથી. કોઈ એકાદ પાપિષ્ઠનો પ્રાણ લઇ આ દેહ છૂટી પડે તો ઠીક."     *     *     *     *

હું ચાંપાતોલા આગળની "જુગાન્તર" ઓફિસમાં કામ કરતો હતો ત્યારે કાનાઈ પ્હેલ વ્હેલો અમારી પાસે આવતો. તે વખતે

એ બહુ માંદલો હતો—મેલેરિયાથી હમ્મેશ પીડાતો. આથી તેનું શરીર સુધરે એ હેતુથી મેં તેને હવાફેર માટે પૂરી મોકલ્યો. કાનાઇ ઠીંગણો હતો. એના શરીરનો રંગ કાળો પણ ચકચકિત હતો. આંખો મોટી હતી; પણ બાંધો બહુ નાજુક હતો.

અમે બધા થોડાવત્તા પ્રમાણમાં બોલકણા હતા. અમારા માંથી કાનાઇજ માત્ર, મુંગુ નીરવ પ્રાણી હતું—ખાસ જરૂર વિના એક શબ્દ પણ ન બોલે ! ધીરે ધીરે તે મારી પાસે ખૂબ કામ માંગવા લાગ્યો. પણ અમે તો હજુ બાગાનમાં અખાડો જમાવવા ની વજવીજમાં હતા, એટલે એને ઇચ્છા મુજબ કામ આપીએ ક્યાંથી ? બાપડો હતોયે જરા રોગિષ્ઠ, વારંવાર મેલેરિયા તો તેની મુલાકાત લઇજ જાય. એથીજ મેં એને પ્હેલાં તો એનું શરીર ઠેકાણે લાવવાનું ફરમાવ્યું અને પૂરી મોકલ્યો. નછૂટકે નારાજ થઇને પણ તે ગયો ખરો. પૂરીથી પાછા આવ્યા બાદ એ ગોપાબાગાનના ઘરમાં હતો—હજુયે એને સંતોષ થાય એવું કામ ન મળી શક્યું. તે વેળા એને ખબર નહતી—કે ન્હોતો હું જાણતો, કે કારાગ્રહના સેંકડો બંધનોની વચ્ચે તેને પોતાનો લાયક કાર્ય મળશે અને તે કાર્યને પાર ઉતારવા પછી તો તે માનવીની આ પૃથ્વી પર રહેવાને સ્થાન પણ નહિ પામે ! જેલમાં આવ્યા પછી હતાશ થઇને પ્હેલે-થીજ જાણે જીંદગીનું રાજીનામું ન દેતો હોય તેમ એક વાર એણે ઉદ્‌ગાર કાઢેલા " બીજાને જેને વીસ વરસ જેલ વેઠવી હોય તે વેઠે. આપણે કંઈ એ વેઠવાના નથી. તે પ્હેલાંજ તેનો કંઈ ઉપાય કરી લઇશું. "

કાનાઇને ભાગ્યાએ કયા ધાતુ વડે ઘડેલો તેનું હજુ સુધી મને

ભાન નહોતું. એ અમારામાં બહુ જૂનો નહોતો–હજુ એનું નૂર પરખાયું નહોતું. નવો માણસ કંઇ ભારે કામ પાર ન ઉતારે ત્યાં સુધી મને તેના વિષે ખબર ન પડતી. આખરે આફતના અરસામાં જ્યારે તેણે પોતાની શક્તિનો પરિચય આપ્યો ત્યારે તો તેનો કાળજ ઘેરાયો. મેં એ રત્નનું નૂર જોયું–કેવળ તેને તે પછી તરત ગુમાવવાનેજ ! સ્વભાવથીજ જે વિરલ નરવીરો વણુમાંગ્યું પોતાનું જીવન બીજાને માટે કુરબાન કરે છે તે કોટીનો એ મહાપ્રાણ પુરૂષોત્તમ હતો! –ભારતના ચાતુર્વર્ણ્યમાં ભગવાનનો રચ્યો એ ક્ષત્રિય હતો !

દેશમાં ઇંગ્રેજનું રાજ્ય નહોત તોયે એ પોતાનું ક્ષાત્રતેજ પ્રકાશતે –અધર્મના વિનાશ માટે, સ્વધર્મની રક્ષા માટે પ્રાણ પાથરતે.



# ૧૬. જેલમાં ખૂન

ઝાંખું ઝાંખું સાંભરે છે, કે એ દિવસની સ્હવાર શ્વેત કમલના જેવી પ્રફુલ્લિત, સુન્દર, આલ્હાદક હતી. એ વખતે સ્હવારે ન્હાયા પછી આઠેક વાગે હું સાધનામાં બેસતો. તે વેળાએ રાજસિક અને સાત્વિક વૃત્તિઓ એક સાથે મારા જીવનમાં વહેતી હતી. બન્ને એકાકાર થઈ જઈ શ્રી હરિચરણ તરફ ક્યારે પૂર્ણપણે ઢળશે તે વિષે મારી કલ્પના ચાલતી નહોતી. નિરાંતે હું નહાઈ રહ્યો હતો. તે વેળાએ જે શાંત નિર્મળ વાતાવરણ છવાઈ રહેલું હતું તે નિરખી કોણ કહે કે કાળના ગર્ભમાં આટલો બધો પાસેજ એક ઉલ્કાપાત છૂપાયેલો હશે ! એ જોઈ એમજ ભાસે છે કે જાણે બે સૃષ્ટિઓ છે —એક બાજુ પ્રકૃતિની સ્વતઃસ્ફૂર્ત નિર્લિપ્ત અકામ લીલા અને બીજી બાજુ માનવીની કામનાના દ્વંદ્વ, દ્વેષ-મોહથી ઘડાયેલી માનસ લીલા. એક બીજાના અણુમાત્ર પણ સંસર્ગ વિના બંન્ને સૃષ્ટિઓ પાસેજ એક સાથે ચાલી રહી છે !

અચાનક એક ભારે શોરબકોર મચી રહ્યો. હું સ્નાનની બેઠક

ઉપર ઉભો થઈ ગયો અને જોઉં છું તો હૉસ્પિતાલની દિશામાં માણસો દોડી રહ્યાં હતાં. પાસેજ જોઉં છું તો ન્હાવામાં ગૂંથાએલા —ના ચ્હેરા પર સ્મિતહાસ્ય, ફરકી રહ્યું છે. ઉદ્વેગ કે જીજ્ઞાસાનું જરા સરખું ચિન્હ નથી. –હું કળી ગયો, કે જે થવાનું હતું તે થઇ ચૂક્યું છે ! અમે ઝડપ ઝડપ બધા બરાખમાં ઘૂસી ગયા. પહેરેગીરોએ બારણાં બંધ કરી દીધા. પ્હેલાં તો દુઃખની ચીસ સંભળાઇ–પછી બધું શાંત થઈ ગયું ! એકદમ Alarm–Bell સંકટ–ઘંટ વાગવા લાગ્યો અને ખાકી વેશધારી પોલિસની ટુકડીઓ જેલના દરવાજામાંથી અંદર દાખલ થવા લાગી. એ વેળા પૂર્વ બાજુની તળાવડી આગળથી દોડતા આવી એક બુઢ્ઢા કેદીએ બૂમરાણ મચાવી કહ્યું, "બાબુજી, ગોંસાઇ ઠંડા હો ગયા !" ૧૦૧૨ મિનિટ પછી જોયું તો સત્યેન્દ્ર અને કાનાઇલાલને વચ્ચે ઘેરીને પોલિસની એક પાર્ટી દરવાજા ભણી આવે છે ! કાનાઇ હસતો હસતો દૃઢ પગલાં મૂકતો ચાલે છે ! તે પછી પોલિસની ટુકડીઓ આવી હારબંધ અમારા વાર્ડની સામે ઉભી રહી; આખરે ઇમર્સન સાહેબ સંગાથે જેલર, નાયબ જેલર બધા આવ્યા અને વાર્ડના દ્વાર ખોલી નાંખ્યા. અત્યાર સુધીમાં અમે તો કાગળ પત્ર, તથા બીજી ગેરકાયદેસર વસ્તુઓ બની તેટલી ઠેકાણે કરી દઇ ડાહ્યાડમરા થઇને બેસી ગયા હતા. અમને બહાર કાઢી, પોલિસના પ્હેરા તળે મૂકી, બરાખની જડતી લેવામાં આવી. પછી એકેક કરી અમારાં કપડાં ઝાડીઝપટીને જોયા. અને પાછા બરાખમાં પૂરીને સાહેબ બહાદૂર વિદાય થયા. બરાખમાંથી કશું હાથ ન આવ્યું. ૧૫-૧૬ રૂપિયા છતમાં સંતાડીને મૂકેલા હતા, તે જડતી લેનારા સિપાઇઓએ યોગ્ય રીતે મુંગે મોઢે ગજવામાં મૂક્યા !

ચાટ કેમ ઘડાયો, તે મેં તો પાછળથીજ જાણ્યું. સત્યેન્દ્ર અને કાનાઇએ ઇસ્પિતાલમાં પોતાને કાયમી જગા મળી, ત્યારથીજ નરેન્દ્રને વારંવાર તેડાં મોકલેલાં કે અમે પણ સરકારી સાક્ષી બની જવા રાજી છીએ.તું જો તમે આવી અમારી સાથે મસલત કરે તો આપણે ત્રણે જણ મળી એકજ સરખી જુબાની આપીએ. માત્ર સરકારી સાક્ષી તરીકે પલટાઇ જવાથી કંઈ વળતું નથી.–બીજા કોઇએ પણ તેના કથનને ટેકો આપવાની જરૂર પડે છે. નરેન્દ્રને ખબર હતી, કે તેની વાતને આવા ટેકા વિના જોઈએ તેટલું વજૂદ મળતું નથી. બે ચાર વાર બોલાવ્યો એટલે આખરે લાલચમાં ફસાયો અને એક દિવસ ઇસ્પિતાલમાં આવી હાજર થયો. તે વેળાએ યુરોપિયન વાર્ડમાં બેએક યુરેઝિયન કેદીની દેખરેખ તળે તે હતો. તેમનામાંનો એક જણ પણ નરેન્દ્ર સંગાથે ઈસ્પિતાલમાં આવ્યો હતો.

નરેન્દ્ર આવતાંજ સત્યેન્દ્રે તેને આદર આપી પોતાની પથારી પર બેસાડયો. બહારના વરંડામાંજ ગજવામાં એક રિવોલ્વર સાથે કાનાઈ આમ તેમ આંટા મારતો હતો.–વખતે શિકાર કોઈ રીતે છટકી જાય, તો તો તેને સાંડસામાં લેવા માટે. સત્યેન્દ્ર સાથે વાતચીત ચાલતી હતી એટલામાંજ અચાનક કોમ્પાઉન્ડર આવ્યો અને પાટા બાંધવા માટે કે એવાજ કોઈ કામ માટે કાનાઇને બોલાવી લઈ ગયો. નામરજીથી પણ કાનાઈને ગયા વગર ચાલ્યું નહિ. હશે, કામ જલદી જલદી પતાવીને પાછા આવીશું એવી આશામાં તે આખરે ગયો. આ બાજુ સત્યેન્દ્રે ગજવામાં હાથ રાખીને વાતો કરતાં કરતાં કૂદી દઇને પિસ્તોલ કાંઢી નરેન્દ્રને તાકીને ગોળી છોડી. ગોળી નરન્દ્રની છાતી વીંધી આરપાર નીકળી ગઇ. પેલો યુરેઝિયન

કેદી–રખેવાળ સત્યેન્દ્રને પકડવા જતાં પિસ્તોલના હાથાથી ઘવાયો અને આંગળી કપાવાથી પાછો પડયો. પણ નરેન્દ્ર હતો કુસ્તીબાજ–પહેલવાન, કદાવર પુરૂષ. ગોળીથી ઘવાવા છતાં તેણે તો કૂદીને ઇસ્પિતાલમાંથી દોડવા માંડ્યું.

શોરબકોર સાંભળી કાનાઇએ વરંડામાં આવીને જોયું–તો શિકાર છટકતો દેખાયો. ઇસ્પિતાલને દરવાજે આવી પિસ્તોલ ધરી સંત્રીને પૂછ્યું, "બોલ, નરેન્દ્ર કયી બાજુએ ગયો?" જાન જવાની બ્હીકે સંત્રી બાપડો ગભરાયો અને આંગળીને ઇશારે દિશા બતાવી સરકીને ઉભો રહ્યો. કાનાઈ પાછળ પાછળ દોડયો. એ વેળા જેલર, નાયબ-જેલર, બડા જમાદાર વગેરે એક સાથે સ્હવારનો રોન મારવા નીકળેલા, તે લોહીથી ખરડાયેલા શરીરવાળા દોડતા નરેન્દ્રને સામા મળ્યા અને તેને અટકાવી વિગત પૂછવા લાગ્યા. ગભરાયેલો વ્યથિત નરેન્દ્ર કંઇ બોલી શકયો નહિ, માત્ર પછવાડે હાથ કરી બતાવી જેમ તેમ ગણગણ્યો; "પેલો આવે છે–મને છોડી દો."

એટલામાં તો હાથમાં પિસ્તોલ સાથે કાનાઈ આવી લાગ્યો. તે વેળા કોણ જાણે કયાં ગયો જેલર, અને કયાં નાઠો જમાદાર!–જેને જેમ ફાવ્યું તેમ નાસી છૂટયા! બડા જમાદાર સાહેબ તો જમીન પર સૂઈ જઇ ગબડતા ગબડતા ગટરમાં જઇ છુપાઇ ગયા! મોકળો રસ્તો જોઇ કાનાઈએ તત્ક્ષણ નરેન્દ્રને વીંધી નાંખ્યો. સણસણાટ કરતી ગોળી માથામાં વાગી–નરેન્દ્ર તુરત મુડદું થઇને પડયો.

બહાર હતા ત્યારે ઘણે સ્થળે બોમ્બ નાંખતાંએ અમે શિકારને ઘણું ખરૂ વીંધી નહોતા શકેલા–મૃત્યુ શિકારને બે આંગળ છેટેથીજ જાણે ચાલ્યું જતું–શિકાર બચી જતો. બોમ્બ એ વસ્તુજ એવી

અનિશ્ચિત છે–કોને મારશે, કોને જીવાડશે તેનો કંઈ નિરધાર નથી. બોમ્બ પડે ત્યાંથી પાસેના માણસ તદ્દન બચી જાય-આઘેના માર્યાં જાય, એમ પણ બને. કોઇકિ વાર નરી આતશબાજીની રમતજ થઇ પડતી, એક ચલિયું પણ ધવાતું નહિ! એ કારણે એવી Narrow Escape અચાનક સ્હેજમાં બચી જવાના પ્રસંગોથી અમે ટેવાઈ ગયા હતા.

નરેન્દ્ર–ગોંસાઈ–વધ–મહાકાવ્ય પૂરૂં થઈ જતાં મેં કાનાઇને પૂછાવેલું કે "તેં એક ગોળી તારે પોતાને માટે કેમ ના રાખી?" કાનાઇએ જવાબ કહાવ્યો કે "વખતે નરેન્દ્ર સ્હેજસાજ માટે Narrow Escape ના સિદ્ધાંત અનુસાર બચી જાય તો મારૂં કર્યું કારવ્યું ધૂળ મળે. એવું ન થાય એટલા ખાતર જેટલી ગોળી પિસ્તોલમાં બાકી હતી એટલી બધી એક એક કરી મેં નરેન્દ્રને મારી–કદાચ નસીબજોગે તે જીવતો રહી જાય તો!–મેં જાતે આત્મહત્યા ન કરી, કારણ એવી ઇચ્છા હતી, કે એક વાર જગતને જાહેર કરૂં કે મેં જે કર્યું છે, તે દેશને ખાતર કર્યું છે. I shall give the deed its true character–મારાં કાર્યને યોગ્ય પ્રતિષ્ઠા તો આપવીજ જોઇએ!"

નરેન્દ્રને મારી કાનાઈ કંઈ નાઠો નહિ, ખાલી પિસ્તોલ હાથમાં રાખી હસતો હસતો ઉભો રહ્યો. પોલિસ આવતાં પિસ્તોલ ફેંકી દઇ જાતે થઇ પકડાયો. પ્હેલાં પોલિસ અને પાછળથી માજીસ્ટ્રેટે "જેલમાં પિસ્તોલ તને કયાંથી મળી?" એમ પૂછતાં એણે જવાબ દીધેલો, કે "ખુદીરામનું ભૂત મને પિસ્તોલ આપી ગયું."

કાનાઇની તપાસ કરી કેસ સેશન્સને સોંપાયો. ત્યાં સુધી

વખતે ખૂદિરામનું ભૂત આવી સાધન સામગ્રી આપી અલિપે
જેલમાં આવા સર્વનાશી મનુષ્યને પાછો કુકર્મ કરવા પ્રેરે
બ્હીકથી સ્થળાંતર કર્યું. ૪૪ ડિગ્રીની એક કોટડીમાં પૂરાઇને કાન
અને બીજીમાં ગોંધાઇને સત્યેન્દ્ર, કાયદો ફરમાવે ત્યાં સુધી મરણ
વાટ જોવા લાગ્યા. સેશન્સમાંથી ફાંસીની સજા થતાં, સત્યે
હાઇકોર્ટમાં અપીલ કરી, કાનાઇએ ન કરી. તેને તો મરવુંજ હ
–મરવામાંજ તેનો આનંદ હતો–વખતે અપીલ કરવા જ
મૃત્યુદેવની ભેટમાં વિક્ષેપ પડી જાય તો! મરણની વાટ જોતો
ઉંઘવામાં અને ગીતાવાચનમાં દિવસો ગાળતો. આ નિષ્કામ, શ
સમર્પણના જીવનકાળમાં તેના વાળ ખૂબ વધ્યા હતા, વદનમાં
ભરાઉ અને ભવ્ય બન્યું હતું. શરીરનું વજન પણ ખૂબ વધ
હતું. ફાંસીની સ્હવારે, મળસ્કે ચાર વાગે તેને વધસ્થાને લ
જવા આવનારા સર્વેએ જોયું તો તે નિરાંતે ઉંઘતો હતો. એ
ઉંઘમાંથી તે જાગ્યો–અને બીજી દીર્ઘ, અનંત નિદ્રા તેણે સ્વીકાર
આગલે દિવસે સાંજે ચોગાનમાં ફરવાને બ્હાર આવતાં, મા
અને બીજાઓની કોટડી આગળ ઉભા રહી તેણે મ્હોં મલકા
વિદાયના નમસ્કાર કરેલા. પ્હેરેગીરે પણ તેમાં વાંધો ન્હોતો લીધો
ઉલટા ચોગાન તરફના અમારા દરવાજા ખુલ્લા રાખેલા.

–એ હાસ્યપ્રસન્ન જ્યોતિર્મય સ્વરૂપ હું કદિ નહિ ભૂ
કાનાઇ તે વેળા મહર્ષિ હતો–સર્વત્યાગી સાચો સંન્યાસીજ. એ
લીધેલો પંથ ખોટો હોય કે ખરો હોય, એણે આપેલા એ આત્મબ
દાનની મહત્તા ચિરકાળ ટકશે. તેના ક્ષાત્રગુણ પર તો તે વેળા ઇંગ્રે
પણ મુગ્ધ બનેલા. સ્વદેશને જગાડવા માટે દીધેલાં બલિદાનોમાં

છેલ્લું કાનાઈ! તે પછી બીજા અનેકે મૃત્યુભેટ કરી છે પણ કાનાઈની પુણ્યસ્મૃતિ તો અમ્લાનજ રહી છે. કાનાઈનો જોટો મળવો મુશ્કેલ છે. જ્યારે જ્યારે માનવી ક્ષાત્રગુણે સજ્જ બની દુઃખિયાંનો બેલી થવા નીસરે, ત્યારે ત્યારે તે સંભારવા અને પ્રણમવા યોગ્ય રહેશે!



## ૧૭. અમારો બિનતાર ટેલિગ્રાફ

આટલા દિવસ જેલમાં અટકમાં રહેવા છતાંયે અમે બંધન દશાના દુઃખો ચોથે ભાગે સહન નહોતાં કર્યાં. નરેન્દ્ર મુઓ, પછી અમારા ભોગ લાગ્યા–દુઃખના દહાડા શરૂ થયા. જેલની અન્દર પિસ્તોલ મંગાવી રાજાના સાક્ષીનો છડેચોક કીચકવધ થઇ શકે એવો વિચાર પણ હિન્દમાં કોઇને આવવો મુશ્કેલ! આ બનાવથી બંગાળાની– અરે સારા ભારતની મસનદ પણ ઋષિતપથી ઇન્દ્રાસન ડોલે તેમ કંપવા લાગી. સુપરિં૦ જેલર, વિ૦ને પોતાનો રોટલો (નોકરી) જશે

એવો ભય ઉપજ્યો. અમને મઝામાં રાખવા માટે—અષ્ટબંધન વચ્ચે પણ પત્થર તળે સખત દબાવીને રાખવાની વ્યવસ્થા ન કરવા માટેનાં પોતાના કારણો રજુ કરવાનો સખત હુકમ જેલના અમલદારો પર આવ્યો. સાથે આવી કાળી પલ્ટણ, ગોરી પલ્ટણ, ગોરો જેલર, નીચ વર્ણસંકર વાર્ડરો અને કોટડીઓની આસપાસ મજબૂત બંધિયાર બનાવવાની ગોઠવણ.

નરેન્દ્ર મુઆ બાદ પાંચ છ દિવસ વીતી ગયે, અચાનક એક દિવસ સ્હવારે, વાઘ બકરી પર તૂટી પડે તેમ અમારા પર અચાનક હલ્લો કરી અમલદારોએ એકેકને પકડી ૪૪ ડિગ્રીની કોટડીઓમાં પૂરવા માંડ્યા, કલાકેકમાં તો ભરીબાદરી ગાજી રહેલી ઇસ્પિતાલ શૂનકાર થઈ ગઈ. સાથીદાર ગયા, બરાખની ખુલ્લી હવા અદૃશ્ય થઇ ગઇ. લિલોતરી, સુન્દર ભૂરૂં આકાશ, તળાવડી વિગેરે ઇન્દ્રજાળ પેઠે અલોપ થઇ જઈ અંધારકોટડીની ચાર દિવાલો ખાવા ધાતી ઘૂરકવા લાગી.—જાણે આજે નવેસરથીજ પકડાયા હઇએ તેમ જેલનાં દુઃખ શરૂ થયાં. તોફાની જુવાનિયાઓએ મસ્તી શરૂ કરી. કોટડીએ કોટડીએ શિઆળ ભૂંકવા લાગ્યા, સંગીતની ધૂમ મચી રહી, ચીસ–ચીત્કારનો પણ પાર રહ્યો નહિ. પણ ધમકી મળી એટલે સજાની બ્હીકે બધું થોડાજ વારમાં સુમસામ થઇ ગયું. આટ આટલા આનંદમાં ઉછરેલો આત્મા ભલેને વાંદરાઓ બ્હીવડાવે, પણ મુંગો તે કેમ રહી શકે ? એક બીજા સાથે વાતચીત તો કરવીજ જોઇએ–ગમે તે ઉપાયે ખબરની આપલે તો કરવીજ જોઇએ.—આજે અમૂકને ત્યાંથી ફલાણું મુલાકાત લેવા આવેલું, અને ફલાણી વાત કહી ગયું; કાલે પૂર્ણની કોટડીએ આવી શ્યામશૂલ બાબુ ફલાણી

દમદાટી આપી ગયા; પરમ દિવસે પાંડેજી પ્હેરેગીર ત્રાંસી નજરે આમતેમ જોઈ બહારની કંઇ મીઠી મીઠી ખબરો, સુધીરના કાનમાં ધીમે ધીમે બબડી ગયા. આવી આવી ખબરો તો સરકાર બહાદૂરના આ પ્રેમમય જનાનખાનાના બે–ગમજીવનમાં જીંદગીના બાથા સમાન આલ્હાદક થઇ પડતી. "વિપદે શ્રી મધુસૂદન." અમારા મુશ્કિલ–આસાન બન્યા બુદ્ધિવાન કૂટનીતિકૂશળ હેમચંદ્ર બાબુ! તેમણે કરી એક બીનતાર ટેલિગ્રામની શોધ અને કરીને પાસેનીજ કોટડીવાળા સાથીદારને શીખવી. તેણે પોતાના પડોશીને બતાવી. તેણે ચોથાને તાલીમ આપી અને એમ કરતાં કરતાં ૨–૪ દિવસમાંતો ચુમ્માળીસે કોટડીમાં ટકાટક ઠકાઠક બીનતાર ટેલિગ્રામ ચાલૂ થઇ ખબરો પહોંચવા લાગી. આ ટેલિગ્રામના માલમસાલામાં જોઇએ માત્ર એક ઢેફું, અને કોટડીની દિવાલ. ઢેફું નહિ હોય તો આંગળી વડે પણ ચાલતું!

ઇંગ્રેજી અક્ષરમાળાના ૨૬ અક્ષરોના પાંચ વર્ગ કર્યા તે નીચે પ્રમાણે.

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | |
|---|---|---|---|---|---|---|
| ૧ | A | B | C | D | E | |
| ૨ | F | G | H | I | J | |
| ૩ | K | L | M | N | O | |
| ૪ | P | Q | R | S | T | |
| ૫ | U | V | W | X | Y | Z |

દિવાલ પર વર્ણ સંખ્યા અને વર્ગ સંખ્યાને હિસાબે ટકોરી મારી સંકેતથી અક્ષર જણાવાતો. તરત સમજાય તે ખાતર ધારો કે પાડોશીને "બારીન" એટલું બોલવું છે. તો તે એક ડબલ ટકોરી મારે અને પાંચેક સેકન્ડ બાદ બે છૂટી સિંગલ ટકોરી મારે એટલે થયો B. (વર્ણ સૂચવવા ડબલ અને વર્ગ સૂચવવા સિંગલ ટકોરી ની યોજના હતી) તે પછી એક ડબલ ટકોરી અને જરા વારે એક સિંગલ ટકોરી એટલે થયો A. R અક્ષરને માટે આજ નિયમે ચાર ડબલ ટકોરીથી ચોથો વર્ગ અને ત્રણ સિંગલ ટકોરીથી ત્રીજો વર્ણ એમ સમજાતું. I ને માટે બે ડબલ અને ચાર છૂટી ટકોરી અને આખરે N ત્રણ ડબલ અને ચાર સિંગલ ટકોરી મારી એટલે કામ ફતેહ. શબ્દ પૂરો થયેલો સૂચવવાને વળી એક ટકોરી જુદીજ રીતે મારતા. આ ગોઝારૂં કાર્ય કરતાં કરતાંમાં જો કોઈ આવી લાગે, તો ટેલિગ્રાફ રિસિવર–પડોશીને સાવધ કરી દેવા ધૂમ્મ કરીને એક મુક્કી મારવાનો રિવાજ રાખ્યો હતો.

થોડાજ વખતમાં આ બીનતાર ટકોરાગ્રાફ અમારી રગરગમાં ઓતપ્રોત થઈ અમારી ભાષા જેવો થઇ ગયો. પ્હેલાં પ્હેલાં તો પ્હેરેગીરે સ્હેજસાજ વાંધો લીધો પણ આખરે તો તેયે દૂર ઉભો રહી તમાશો નિરખવા લાગ્યો—રમૂજ અનુભવવા લાગ્યો. પડોશી દિવાલે કાન માંડે એટલે એટલી ધીમેથી ટકોરી મારી શકાતી, કે તે સાંભળતો પણ બહારના પ્રહરીને ખબરે ન પડતી. રૂબરૂ વાતચીત થાય તેની તો વાત જુદીજ, પણ આ ગોઠવણથી અમે એક બીજાં પાસે હૈયાં ઠાલવવા લાગ્યાં; અને દુઃખના દરિયા કંઇક ઓસરી ગયા. જરા કંઇ નવો બનાવ બન્યો કે જયજયકાર ટકોરાગ્રાફ

દેવનો ! તેની કૃપા વડે કલાકેકમાં તો સમાચાર ચુમ્માળિસે ચુમ્માળિસ કોટડીમાં પહોંચી જતા.

કોટડીમાં આવ્યા એટલે પ્હેલાંનાં બધાંયે સુખસગવડ અદૃશ્ય થઇ ગયાં. સાચા મંદવાડમાંયે ઇસ્પિતાલમાં જવાનું ન મળે. કોટડીમાં સડયા સડયાજ મોજથી, તાવ હોય તો ઉં...ઉં કરવાનું અને હોજરી બગડી હોય તો —વાનું. ઓસડવેસડ જરાતરા ત્યાંજ આવે –તેયે નેકનામદાર કંપાઉન્ડર સાહેબની સગવડ મુજબ, મંદવાડ મુજબ નહિજ ! આ પ્રમાણે દુઃખમાં દહાડા જવા લાગ્યા. થોડે દિવસે આંદામાનથી પાછો ફરેલો એક સાહેબ જેલર થઇને આવ્યો અને ગરીબ બાપડા યોગેન બાબુએ પેન્શન પણ ગુમાવ્યું અને રૂખ સદ મેળવી. પ્હેલાં પ્હેલાં તો કાળા સિપાઈ રોજ સ્હવારે, બપોરે અને સાંજે પાંજરાં ખોલી, અંદરનાં પંખીઓને દાણોદુણી નાંખવાની વ્યવસ્થા કરતા, પણ પછી તો આવ્યા ચીફ વાર્ડર તરીકે મિ. વિલ્સ અને બીજા ત્રણ ચાર ગોરા વાર્ડરો. છેવટે પોતાનાં અસીમ રૂપલાવણ્યથી અમારૂં આંગણું દીપાવવા હાજર થયા, નાયકા જેવા જાંઘ સુધીના ઘાઘરામાં સજ્જ એવા પણ હાથમાં ખડી સંગીન અને માથે ટોપવાળા ગોરા લશ્કરીઓ !

સગાંવ્હાલાં સાથે મુલાકાત કરવા માટે હવે જ્યાં ગોઠવણ થતી તેયે વાઘના પાંજરાં જેવુંજ બનાવેલું. એક ઓરડાની વચ્ચે આસપાસ જાળીની વાડથી ઘેરી વચ્ચે રસ્તો બનાવેલો; અને તેમાંયે પોલિસ પહેરો હાજર. વાડની એક તરફ જેલની દિશામાં અમારે ઉભા રહેવાનું અને સામી બાજુ જેલર, ચીફ વાર્ડર વિગેરે સાથે મળવા આવ્યું હોય તે. આ આવી આજુબાજુ પ્હેરાવાળી વાઘના

પાંજરાં જેવી ગોઠવણમાં મુલાકાત કેવી થઇ શકે એ અનુભવીજ જાણે-બીજાઓએ કલ્પી લેવું. પણ એવી એવી પણ મુલાકાત લીધા વિના સગાંવ્હાલાંઓને ગોઠતું નહિ, તે તેઓ મળવા આવતા, અને હૃદયમાં બમણી વેદના પ્રગટાવી પાછા ફરતા.

આખી સેશન્સ અને હાઇકોર્ટના ચૂકાદા પર્યંત અમારે આવી જ રીતે દિવસો ગાળવા પડેલા. તેમાંયે નરેન્દ્ર મરાયો તે પછી અને સેશન્સ આરંભ થઇ તે પ્હેલાંના કેટલાંક અઠવાડિયા તો પૂરા કમબખ્તીનાજ વીતેલા. અને જે સાડા છ માસ પાંજરામાં પૂરાઈ કાગળપત્રોની વાટાઘાટ અને બે બાજુના ઝભ્ભાદારોની ભાંજગડની લમણાં ઝીક હાઈકોર્ટમાં સાંભળ્યા કરવી પડી તથા આખરે અમને સજા થઈ તે તો ખરેખર જીવતાંજીવત મોત સમાજ લાગેલા. સેશન્સની તપાસ શરૂ થઈ ત્યારે તો અદાલતમાં જઈ ભાઇબંધ-સગાંને પૈસે માલમસાલા, મિઠાઈ વિગેરે ખાવાની મઝા પડતી. તારના પિંજરામાં બેસી છત્રીસ નરવીરો મોજથી ગડબડ મચાવતા (અદાલત) જતા, અને બીજે દિવસે સ્હવારે મળવાની આશાએ પાછા રાતના કોટડીમાં પૂરાઈ ઘોરતા.

સેશન્સમાં તપાસ ચાલતી ત્યારે તો આ ગમ્મતમાં ને ગમ્મતમાં વખત માલમ નહિ પડતો. અમારે માથે જે ભારે જોખમ ભરી સજારૂપી તલવાર લટકી રહી હતી તેનું અમને કોઇને જરાયે ભાન પણ ન્હોતું. જાણે બહારની દુનિયાને ભૂલી જઇને અમે કેટલાકે તો અમારૂં અનેરૂં અનંદભવન રચી લીધું હતું. એવાઓમાં પોતાની સાત્વનામાં મગ્ન અરવિન્દ અગ્રેસર હતા. તે સર્વદા પોતાના યોગમાંજ મસ્ત રહેતા. તે ઉપરાંત, હું, દેવવ્રત, નરેન્દ્ર બક્ષી,

વિજય નાગ, શચીન્દ્ર સેન, અને બીજા બેએક. બાકીનું બધું તો છેક મસ્તીખોર, તોફાની વાજુંજ હતું.



## ૧૮. ચુકાદો

સેશન્સ કોર્ટમાં પોતપોતાનાં પાપનો પુરાવો આપવા અમે ગયા, ત્યારે જાણે જીવતી કબરમાંથીજ અમારો ઉદ્ધાર થયો–બહારનાં પ્રકાશ અને વાયુ અમે નવેસરથીજ જાણે અનુભવ્યાં. કારણ પ્હેલાં પકડાઇને તુરતજ ૪૪ ડિગ્રીમાં પૂરાયેલા એ ખરૂં, પણ ત્યાં બોલવાની એટલી બંધી ન્હોતી; ન્હાતીખાતી વખતે ૫-૧૫ પરિચિત મુખના દર્શન કરવાનો, તેમની સાથે બે ચાર વાતો કરવાનો અધિકાર પણ હતો; એટલુંજ નહિ, પણ જેલર, સબજેલર વિગેરે બધા અમલદારો સ્વજાતીય હતા. એટલે બરલિની કોરટમાં જતાં આવતાં જે મઝા કરતા તે એટલી બધી અપરિચિત નહોતી અને

તેથી તેમાંથી એટલો આનંદ પણ પ્રાપ્ત ન થતો. પણ નામદાર સરકાર બહાદૂરની જેલમાં બંદૂક મારી નરેન્દ્ર ગોંસાઇનું ખૂન કર્યું એટલે થઈ ચૂક્યું—અમે પૂરા સપડાયા. હવે આવ્યા ઇંગ્રેજ અધિકારીઓ. બંદુકધારી હાઇલેન્ડરોથી વીંટળાઇને સાસુનણંદના ધાકથી હિણાઇ ગયેલી નવવધુની પેઠે અમે બધા જ્યારે પેલી પડદાનશીન ગાડીમાં એકઠા થતા, ત્યારે ગાડીનું બારણું બંધ થવાનીજ વાર, કે કબરસ્તાનનાં મૂએલાં મૃડદાં એકીવારે જાગીને જેમ કરે, તેમ બધા એક સાથે બોલવા મંડી પડતા, હોહા થઇ રહેતી, અને કોણ શું કહેછે તેયે સમજાતું નહિ !

સેશન્સની વ્યવસ્થા અને ગોઠવણ પણ બરલીની અદાલત કરતાં જૂદા પ્રકારની હતી. પ્હેલે દિવસે અમે જોયું તો એક મોટું તારનું પાંજરૂં બનાવેલું હતું તેમાં ત્રણ ચારેક પાટલીઓ હતી. તેમાં અમને છત્રીસ બદમાશોને પૂરીને પહેરેગીરે દરવાજો બંધ કર્યો. બંદૂકધારી સંત્રી તથા પિસ્તોલવાળા સારજન્ટો બહાર ઉભા રહ્યા. સામે વકીલ બારિસ્ટરોની ધમાલ હતી અને એક બાજુ ઉંચા આસન પર મહાશય બીચક્રોફ્ટ સાહેબ વિરાજેલા. તેની એક બાજુ કઠેરો, અને બીજી બાજુ એસેસરોની બેઠક. એનું નામ જુરી આપેલું. તેઓને સ્વતંત્ર મત આપવાનો ઢોંગ કરવાનો હતો—બાકી સાચેસાચો અભિપ્રાય આપી જજસાહેબના મતને પલટાવવાની તેમની તાકાત નહોતી.

૩૬ આસામીઓને બચાવી લેવાનું આ કામ આપસઆપસમાં વહેંચી લઇ કેટલાક વકીલ બારિસ્ટર જોર અજમાવવા કમ્મર કસીને ઉભા હતા. અરવિન્દના તરફથી વ્યોમકેશ ચક્રવર્તી અને કે. એન.

ચોધરી વકીલ મિ૦ નરેશચન્દ્ર ચેટરજીની સંગાથે ઉભા હતા. પણ કેસ થોડો ઘણો ચાલ્યા બાદ ઉપલા બે બારિસ્ટરોને ઠેકાણે દેશબન્ધુ દાસ આવ્યા. અને પેલા હનુમાનજીઓ તરફથી બારિસ્ટરોમાં પી. મિત્ર, ઈ. પી. ઘોષ, એસ. રાય, જે. એન. રાય, આર. સી. બેનરજી, આર. એન. રાય; અને વકીલોમાં મુખ્ય વિજય બસુ, શરતચન્દ્ર સેન, નગેન્દ્ર બેનરજી, તિનકડી બેનરજી, બંધુબિહારી મલિકચૌધરી, વિનોદવિહારી રાય, દ્વિજેન્દ્ર મુકરજી, અને નરેન્દ્ર બસુ એટલા ખાસ હતા. સરકાર તરફથી અમને ધૂણાવવા માટે બારિસ્ટરો નોર્ટન અને બાર્ટન-ગોરાઓ; અને પેલા પ્રાતઃસ્મરણીય ઝમ્બાદાર મિ૦ અશુતોષ વિશ્વાસ. આ મોટી વિરાટ તપાસમાં કુલ ૨૦૬ સાક્ષીઓને પાંજરામાં ઉભા કરેલા. ૨૦૦ વસ્તુઓ, અને ચાર હજાર કાગળપત્રોની તપાસ થયેલી. આ ૨૦૬ સાક્ષીઓને ઉથલાવી ઉથલાવીને સવાલો પૂછવામાં વકીલો અને જજસાહેબે ૧૩૧ દિવસ ગાળી નાંખ્યા—બે બાજુના મલ્લરાજો (વકીલો) ની શબ્દબાજીની કુસ્તી અને કાયદાની ખેંચાતાણુમાંજ ૪૦ દિવસ તો નીકળી ગયેલા !!!

કાયદાની પિંડરક્ષા કરવા માટે ભેગી થયેલી જુરીએ પોતાનો મત તા૦ ૧ લી એપ્રિલે આપ્યો. ગુરૂદાસ બસુ મહાશયના મત મુજબ હું બારીન્દ્ર, ઉલ્લાસકર, ઇન્દુભૂષણ, ઉપેન્દ્ર, પરેશ, વિભૂતિ, હેમચંદ્ર અને પંડિત હૃષિકેશ શિવાયના બધા નિર્દોષ હતા, અને કેદારનાથ ચટ્ટોપાધ્યાયના અભિપ્રાયે પણ પરેશ બાદ કરતાં એજ મુજબ બાકીના ગુન્હેગાર હતા. એણે શિશિરને પણ એ યાદિમાં ઘસડેલો એટલોજ ફેર. પણ એમણે ૧૨૧મી કલમ મુજબ અમે

શહેનશાહ બહાદૂરની સામે યુદ્ધ કરવાનું પાપ આદર્યું છે, એમ કબૂલ્યું નહિ. શ્રી દેશબન્ધુ દાસે પણ પૂરાવાની ગેરહાજરીમાં ૧૨૧ મી કલમનો પ્રયોગ થઇ નહિજ શકે એમ ચોક્સ સિદ્ધ કરી બતાવ્યું! પણ જેનું નામ બીચક્રોફ્ટ! નહિ તે જુરરોથી પીગળ્યો, કે નહિ તેના પર દાસના બોલવાની અસર થઈ; બેચારનું કાટલું કરી તેમને ફાંસીને લાકડે લટકાવે નહિ તો એનું ન્યાયલોલૂપ બ્રિટિશ હૃદય ધરાય કેમ ?

નેક નામદાર ન્યાયમૂર્તિ બીચક્રોફ્ટ બહાદૂરનો અભિપ્રાય તા૦ ૬ ઠ્ઠી મે. ઇ. સ. ૧૯૦૯ ને ચિરસ્મણીય દિવસે જાહેર થયો. તે મુજબ ૧૯ જણને શિક્ષા થઇ. ૧૭ જણને છોડી મૂક્યા. ન્યાય વાઘના પંજામાંથી જેઓ આમ છટકી ગયા, તેઓમાં અરવિંદ, દેવવ્રત, નિખિલેશ્વર, હેમેન્દ્ર, શચીન્દ્ર, નરેન્દ્ર બક્ષી, નલિની–ધરણી–નગેન્દ્ર ગુપ્ત, વિજય નાગ, પૂર્ણ–હેમ–સેન, વીરેન્દ્ર ઘોષ, પ્રભાસ દે, દીનદયાળ, વિજયભટ્ટાચાર્ય અને કુંજ શાહ, અને વાઘના ડાચાંમાં કોળિયા રૂપે પડ્યા અમે બે–બારિન્દ્ર અને ઉલ્લાસ જેમને હુકમ થયો કે કરો યાહોમ અને લટકો ફાંસીને લાકડે !

મત જાહેર કરતી વખતે, કુતૂહલથી ન્યાયમૂર્તિ અમારી તરફ ટગર–ટગર નિહાળી રહેલા–રખને અમે આ સાંભળી નાટકના એક-ટરોની પેઠે “ સખી મને પકડ” કહેતાં કહેતાં મૂર્છા પામી જવાના ન હોઇએ ! ઉલ્લાસ તો સજા જાહેર થતાંજ જજ સામું જોઇ બોલી ઉઠ્યો —Thank you, sir! ( મોટો આભાર થયો, સાહેબ ) હું તો કંઇજ બોલ્યો નહિ. એટલે સાહેબે નિરાશ થઇને પોતાનું જાહેરનામું પોકારવામાં ધ્યાન વધારે પરોવ્યું. ગરીબ બાપડો

હેમ-દા ! તેના પર સાહેબ બહાદુરની ભારે ખફગી ઉતરેલી-હરામીએ કંઇ કબૂલજ ન કરેલું ! હેમચંદ્ર, ઉપેન્દ્ર, વિભૂતિ, હૃષિકેશ વીરેન્દ્ર સેન, સુધીર, ઇન્દ્રનાથ, અવિનાશ અને શૈલેન્દ્ર એટલાને જજ સાહેબની મહેરબાની અન્વયે જીવનભર આંદામાન હવાફેર જવા માટે રવાનગી કરવાનું ઠર્યું. અને તેની સ્થાવર જંગમ મિલ્કતને જાળવવા સાચવવાની જવાબદારીમાંથી સરકારે તેમને મુક્ત કર્યા-જપ્ત કરી તેમનામાંથી માત્ર વિભૂતિએજ શહેનશાહ સામે જંગ મચાવેલો, બીજાઓએ તો માત્ર જંગ રચવાનું કાવતરૂંજ કરેલું હતું. એવો મત પડયો. કલમ ૧૨૧ અને ૧૨૨ ની રૂએ ઇન્દુનેયે જીવનભર કાળાંપાણી અને મિલ્કતજપ્તી નો હુકમ થયો. પણ ગમ્મત તો એ કે આ બેમ્બબહાદુરો હતાજ સાવ લંગોટિયા સંન્યાસી સાધુ પાસે તો લોટો કમંડળ પણ હોય, એમની પાસે તો તેયે ન મળે. એટલે જજસાહેબના હુકમથી સરકાર બહાદૂરની દોલતમાં કંઇ વધારો થવા પામ્યો નહિ !

પરેશ, શિશિર, અને નિરાપદ કોઇ ખૂનખરાબીમાં સંડોવાયલાં નહોતા એમ ઠરાવી તેમને માત્ર દશ વરસ કાળાંપાણી મોકલ્યા, અને મિલ્કત જપ્ત કરી. બાકીના કેટલાક, વીસ વરસથીયે ઓછી ઉમ્મરના દુધમલ બાળક હતા, એટલે " ફૂલ નહિ તો ફૂલની પાંખડી " એ ન્યાયે નીચે પ્રમાણે પારિતોષિક મેળવવા ભાગ્યશાળી નીવડ્યાઃ અશોક, સુશીલ, અને બાળકૃષ્ણ હરિ કાણે ૭ વરસ કાળાંપાણી, અને કૃષ્ણજીવન સાન્યાલ એક વરસ સખત મજૂરી સાથેની જેલ.

આ પ્રમાણે ફેંસલો અપાયો. એ પછી મુકદ્દમો આગળ ચાલવા હાઇકોર્ટ તરફ વિદાય થયો અને અમે ફરી પધાર્યા જેલમંદિરિયે

સાત મહિના કેડે ફરી નવું જજમેંટ મળ્યું તેમાં ઉલટપાલટ થઇ અને હું અને ઉલ્લાસ જાનથી તો બચી ગયા.



## ૧૯. સાધના.

કાળાંપાણીની કથા તેમજ આ લેખમાંયે અનેક સ્થાને પ્રસંગોપાત મારી સાધના વિષે મેં સ્હેજસાજ લખ્યું છે. ૧૯૦૮ ની સાલથી માંડી ૧૩ વરસના લાંબા કાળના મારી સાધનાના અનુભવો વિષે બરાબર લખવા બેસું તો એક મોટો ગ્રંથજ ભરાય. પણ એ રીતે એ વસ્તુ પ્રકટ કરવાનો સમય હજુ આવ્યો નથી. હજુયે હું અરૂપરૂપ માનવી બન્યો નથી, જે સદાસર્વદા આનંદસાગરમાંજ વસે છે; છતાંયે મારી સાધનાનો ઇતિહાસ અને તેની પ્રગતિ વિષે થોડી ઘણી મહિતી આપી દેવાની જરૂર બે કારણોસર મને લાગે છે: એક તો શા ભશ્થાની સહાયથી આટલા દુ:ખનો આવો વિકટ પંથ મેં કાપ્યો હશે તે, અને બીજું આ કચડાયેલા છૂંદાયેલા દેશમાં અગ્નિકુલોત્પન્ન ક્ષત્રિય રૂપે જન્મ્યા છતાં શક્તિપૂજાનો ગ્રહણ

કરેલો પંથ મેં કેમ તજ્યો, અને બીજો કયો પંથ ગ્રહણ કર્યો, અને તે શા માટે એ વસ્તુ મારાં પરમપ્રિય સ્વદેશબાંધવોને સમજાવવા ખાતર.

લેલે પાસેથી સાધનાપ્રાપ્તિ કેવી રીતે થયેલી તે તો હું આગળ કહી ગયો છું. બહાર હતો ત્યારે માત્ર એક બે અનુભવોથીજ સાધનાની શરૂઆત થયેલી. નરેન્દ્ર મુઆ બાદ નિર્જન કારાવાસમાં ફરીથી મારૂં મન સર્વ દિશાઓથી પાછું ફરી ભગવાનને પંથે વળ્યું. તે વેળા મૃત્યુતલ્વાર તો કાચે સૂતરે માથે લટકી રહેલી હતી. જીવનની સઘળી આંકાક્ષાઓના મૂળમાં જાણે કાળપુરુષનો કુહાડો પડી ચૂકયો હતો. જીવનગંગાની એકે બાજુ કિનારો નજરે ન્હોતો પડતો. કયાં તો મૃત્યુ કે કયાં તો સારા જીવનનો અનંત કારાવાસ—નક્કી થવાનુંજ બાકી હતું; અને સાધનાને અનુકૂળ કાળ તો એજ. યોગાસન પર બેસવાને એવું સ્મશાન ભાગ્યેજ પ્રાપ્ત થાય.

મારી સાધના લેલેએ બતાવેલી એ ત્રણ ક્રિયા મુજબ હતી. પરંતુ તે વેળા પરમહંસ રામકૃષ્ણદેવની પ્રભાવજ્યોતિ વિશેષ પ્રકટેલી હતી. તે વેળા તેમના કથામૃત (કે ચૈતન્ય ભાગવત) નો પાઠ સઘળા કરતા. ચૈતન્યદેવ, શ્રી રામકૃષ્ણ અને લેલે આ ત્રિવેણીના સ્પર્શે મારી સાધના મૂળથી ભક્તિપ્રધાન બની. તે વેળા મોટાભાઈ પણ શ્રીકૃષ્ણ વિષે તન્મય બનેલા—તેમનો પ્રભાવ પણ મારા પર જેવો તેવો ન્હોતો પડ્યો. ઉપરાંત દેવવ્રતની પ્રેમસાધના. તેણે પોતાની સાધનામાં ગીતાની જ્ઞાન—દશા અને 'કમલાકાન્ત ચંડીદાસની પ્રેમભાવના એ બેનો અપૂર્વ યોગ ઘટાવેલો હતો. સેશન્સમાં કેસ શરૂ થયો. ત્યારે દેવવ્રત, હું, નરેન્દ્રબક્ષી,

વિજય નાગ અને શચીન્દ્ર સેન—સઘળા એક સાથે સાધના કરતા. અરવિન્દ તો નિરંત મૌનપૂર્વક નિશ્ચલ આસને રાતદહાડો સાધનામાં મગ્ન રહેતા. જેલની કોટડીમાંયે એ અવસ્થા. કોર્ટમાં પણ એક ખુણે તે તો પોતાની યોગધૂનમાંજ મસ્ત બેસી રહેતા.

અમારી સાધનામાં તો કથાવાર્તા ચાલે, સંગીત ચાલે, શાસ્ત્ર પાઠ અને વાદવિવાદ પણ ચાલે. પણ એની સાધના તો મૌનમય અંતર્મુખ ચિંતન જ. તેને કોઈ સાથી નહોતો. બીજાં વિચાર ભાવ ન મળે. માત્ર–

યોગરતો વા ભોગરતો વા સંગરતો વા સંગવિહીનઃ
પરમે બ્રહ્મણિ યોજિતચિત્ત નંદતિ નંદતિ નન્દત્યેવઃ

એ જોઇ થતું કે આ માનવીને હવે બહિર્જગતનું જ્ઞાન નથી; ચાલેછે, બોલેછે તેયે જાણે સ્વપ્નામાં. જાણે સમસ્ત ઇન્દ્રિય, મન, બુદ્ધિ, બહારનાં દ્વાર બંધ કરી અંતરની કોઇ વિલક્ષણ નગરીમાં મહોત્સવે સંચર્યા છે. તેનાં દર્શનમાત્રથી સાધક માનવીને એમને એમ સાધના થતી, અને એ પ્રમાણે તેના નીરવ પ્રભાવે, ઉપર લખેલા જેલી ભાઇઓ પર જે તે અસર કરી નહોતી. ધ્યાન કરવાથી મને કંઈ કંઇ અનુભવો થતા. અને તે બધા ક્રિયા–પ્રક્રિયા અનુસાર ચિંતન હું કરતો. શ્રી રામકૃષ્ણકથામૃતમાંથી ચિન્મય સમાધિની પ્રાપ્તિ થયેલી– જાણે સમસ્ત વિશ્વરૂપી અનંત મહાસાગરમાં સાધકરૂપી કુંભ તરેછે. મારી તે વેળાની સાધનામાં દેવવ્રત પણ મદદ કરતા. તે પોતાની ભાવનાનો મારામાં સંચાર કરતા. તે જે ઇચ્છતા–વિચારતા, તેજ પ્રેરણા રૂપે, ધ્યાન વેળા મારામાં ગુંજી ઉઠતું.

આમને આમ દિવસો વીતી જતાં જ્યારે સેશન્સની તપાસ પૂરી થઈ, ત્યારે તો મૃત્યુની રાહ જોતાં પણ બાકીના સાત મહિના મારા સાધનામાંજ ગયેલા. હું ફાંસીદારની કોટડીમાં હતો. રાત દિવસ કોઇનું મ્હોં પણ જોવા પામતો નહિ. જોડેની કોટડીમાં ઉલ્લાસ હતો, તેના શિવાય કોઈ બીજા સાથે છાનીછૂપી રીતે પણ વાતો ન્હોતી થઈ શકતી. ઉલ્લાસને પણ મૃત્યુપંથેજ વિચારવાનું હતું એ વેળા મારી સાધનાની ક્રિયાપ્રક્રિયા એટલી બધી વધી પડેલી કે તેમાં મારા ચૌદ કલાક નીકળી જતા.

મારી કોટડી પર વારાફરતી જે માણસો પહેરો ભરતા, તેમાં લા... નામનો એક હતો, તે એક સાધકનો ચેલો હતો. દર વરસે એક વાર એ સાધક અયોધ્યા છોડી મુસાફરીએ બ્હાર નીકળે ત્યારે લા...ને ગામ પણ આવે. એકાદ ઝાડ તળે અથવા મન્દિરમાં બેસીને તે ભાગવતનો પાઠ કરે, પણ તેના આકર્ષણે તેની પાસે ભારે મેદની જામતી, અને સાધકને આપોઆપ પૈસા મળી રહેતા. કંઇક પણ મંત્ર આપો એવી આજીજી કરી લા...તેની પાછળ ખાઇપીને મંડ્યો, એટલે એક કાગળ પર તેણે એક પગલું પાડી આપ્યું. આ પગલાનું ચિન્હ માથે રાખવાથી તે પણ ધ્યાનાવસ્થામાં પડી જતો. એ પ્રમાણે દસ બાર દિવસ કરી જોયા બાદ એક દિવસ ન્હાતી વેળા નળનું પાણી માથે ધોધમાર પડતું હતું એ દશામાં આપોઆપ ધ્યાનદશા આવી ગઈ અને લા...અચેતન થઇને પડ્યા. એવી અન્તર્મુખ દશામાં તે પંદર દિવસ પોલિસ હૉસ્પિતાલમાં હતો. એ અવસ્થામાં તેને કંઇક કંઇક સૂક્ષ્મ જગતનાં દર્શન થયેલાં પણ જ્ઞાનને અભાવે તે કંઈ વધારે સમજી ન શક્યો. પણ

આ અવસ્થામાંથી જાગતાં તેના સમસ્ત દેહમાં સર્વસંમોહન શક્તિનો સંચાર થયો.એ શક્તિજ તેના પતનનું કારણ બની. એક દિવસ કોઇક લાવણ્યવતી યુવતિના મોહપાશમાં સપડાઈ પોતાની શક્તિનો દુરૂપયોગ કરી તે આટલા પ્રયત્ને પ્રાપ્ત કરેલું સાધનબળ ગુમાવી બેઠો.

એ મને સાધના કરતો જોઈ મારા તરફ આકર્ષાયો. ધીમે ધીમે બપોરે કોઈ ન હોય ત્યારે અને રાતના, તેની સાથે મારે પુષ્કળ વાતચીત થતી. બહાર અરવિન્દ પાસે મારા પત્રો લઈ જવાનું તેણે કબૂલ્યું. સેજદા તે વેળા અમારા માસા કૃષ્ણકુમાર મિત્રને ઘેર–સંજીવની કાર્યાલયમાં રહેતા. માસાજીને તો (સરકારે) દેશનિકાલ કરી બંગાળાની બહાર કાઢ્યા હતા. આ લા... એ મારા એક પછી એક સાત પત્રો સેજદાને પહોંચાડેલા અને તેના જવાબ આણી આપેલા. પ્હેલાં તો કાગળ દીઠ તે ૫ રૂ. લેતો પણ પાછળથી વધારે સ્નેહ જામતાં તેણે પૈસા લેવાનું બંધ કરેલું.



## ૨૦. સાધના (ચાલુ)

સેજદાના પત્રો મને મળ્યા તે પ્હેલાં હું ભક્તિની રેલમાં વહેતો. મારા દેહમાં ચતુર્ભુજાના ભાવની મને સ્ફુરણા થતી: આભાસ થતો, કે જાણે હું ખરેખર એક દિવ્ય જ્યોતિર્મય નારી છું, શક્તિ અને આનંદનાં ઉલટતાં પૂરમાં હું ફરતો હોઉં તેમ અનુભવતો. અન્ય મનુષ્યમાંયે દેવીભાવનાં મને દર્શન થતાં. ધ્યાનમાં અનેક રીતના આનંદનો અનુભવ જાણે મને થકવી નાંખતો. દાસ્યભાવ, સખ્યભાવ, પ્રેમાનંદ, અને કોઇક વાર શાંત અહેતુક આનંદ આદિ કોમળ અનુભવો થતા. ચેતન સમાધિ પણ બેએક વાર થયેલી. સ્વેચ્છામૃત્યુની શક્તિની કામના રાખતાં એટલું સામર્થ્ય પ્રાપ્ત થયું કે જાણે પ્રાણતરંગ સમસ્ત દેહમાંથી હૃદય સ્થળે આવીનેજ ઉભરાતા—જ્યારે ભાન આવતું અને જાગતો ત્યારે શરીર સ્હેજ ઠંડું, ભારે અને પત્થર જેવું કઠણ થઇ ગયેલું લાગતું.

સેજદાએ પોતાના સાત પત્રોમાં મને એ સમજાવવા પ્રયત્ન કર્યો, કે ક્રિયાસાધનાની અવસ્થ હવે પૂરી થઈ છે, સર્વસ્વનો ત્યાગ કરી ભગવદ્ચરણે સમર્પણ થઈ ગયા વિના આગળ વધી નહિ

શકાય. એ પત્રોના જવાબમાં મેં જરાએ વાદવિવાદ કર્યો નથી—તે વેળા સારા સંસારમાં મને સાધના શિવાય કંઈ સૂઝતું ન્હોતું–હું તેમાં ડૂબી ગયો હતો. તે વેળા મારામાં તે બુદ્ધિ–તે જ્ઞાન ન્હોતું જેને લીધે માત્ર બાર જાતની સાધનામાંજ પરમ પુરૂષાર્થની સમાપ્તિ થઈ જતી નથી એમ હું સમજી શકું. ઉર્ધ્વ તરંગનાં ભારથી અધોપ્રકૃતિ જ્યારે વશ રહેછે ત્યારે મનસદનને આંગણે કંઈ કંઈ દિવ્ય ભાવ અને વિભૂતિ રમેછે પણ પાછી અધો પ્રકૃતિ જાગતાં આગલી દીન મલિન સ્થિતિ પ્રાપ્ત થાયછે.

જ્ઞાન ન હોવા છતાં એક દિવસ અંતરદશામાંથી જાગતાં અચાનક મનઃપ્રાણની અશુદ્ધિનું મને ભાન થયું. પણ તે જ્ઞાનભાવે નહિ, ભક્તિભાવે. રૂપગોસ્વામીની વાત યાદ આવી–જેને સ્ત્રી પુરૂષના જાતિભેદનું જ્ઞાન છે તે શુદ્ધ ગોપીપ્રેમ ન અનુભવી શકે અચાનક મન જાગ્યું—પ્રવૃત્તિમાંથી મુક્તિ મળે તો જ્ઞાનની સાધના કરવા ઇચ્છા થઇ. જાણે એ ઇચ્છાનુરૂપજ સિદ્ધિ ન થઇ હોય તેમ આંદામાન જવાનું મળ્યું.

કાળાંપાણીમાંનું મારૂં આખું જીવન એક પુસ્તકને આધારે જ્ઞાનસાધના કરવામાંજ વીત્યું છે. એ પુસ્તક તે યોગવાસિષ્ઠ રામાયણ. કોઇ કોઇવાર શાંકર અને પંચદશી પણ વાંચતો. પણ લગભગ ચારપાંચ વરસ સુધી મેં બીજી ચોપડી હાથમાં ઝાલી નથી. ઉપેન્દ્ર—શંકરવિરોધી—તે મને વારંવાર કહેતો, "બાળ આ ચોપડી." હું તેનું સાંભળતો નહિ. બીજાની ગેરવાજબી વાત સાંભળી ગુસ્સે થવાનું તો મારા સ્વભાવમાં હતુંજ નહિ. જ્ઞાનવિચારને પરિણામે અનેક અનુભવ થયા. આંખ સામે સૂક્ષ્મ જગત ખુલવા

લાગ્યું. સૂક્ષ્મ જગત એ શું? તે હું નહોતો સમજતો, પણ રાતદહાડો, અહિંતહિં વાસ્તવ જગતથી વિશેષ સાચાં ઉર્જ્વલતર જીવો અને જગતૃચિત્રો મને દેખાતા. ષડ્રિપુઓની શકિત જાણે હણાઇ ગઇ, મૌનગામ્ભીર્યનો અભ્યાસ વધ્યો. મનને તેની વિષયાસકિતમાંથી ઇચ્છા મુજબ પાછું ખેંચવાનું બળ આવ્યું, અને ધીમે ધીમે પ્રેમ સ્નેહ, મમતા દયા માયા આદિ સર્વ સુકોમળ વૃત્તિઓ જાગી ઉઠી. જગતમાં બધું માયા છે–કોણ કોનું છે? ચારે પાસ ઉપર નીચે આનંદનો–શાંતિનો સાગર ઉલટતો, તેમાં એક બિન્દુ થઇ જાણે હું બેસી જતો. કોઇક વેળા જાણે કોઇક મારા માથા ઉપર કે છાતી પર બરફનો ટુકડો રાખી દેતું હોય, તેમ આનંદમય શીતલતાનો અનુભવ થતો. બાર બાર વરસના એ અનુભવો વર્ણવું તો તો એક મોટો ગ્રંથ લખવો પડે. એકન્દરે ઇશ્વરના અસ્તિત્વમાં મારી પૂરેપૂરી શ્રદ્ધા બેઠી–તેને મેં જોયો નહિ એ ખરૂં, પણ તેની ઘણી ઘણી વિભૂતિઓ મેં અનુભવી–આ જગતજ સર્વ કાંઇ નથી, એ હું સમજ્યો. માનવજ્ઞાનમાં તો અનેક પડદાઓ, અનેક સૃષ્ટિઓ છે–એક એક સૂર્યકિરણમાં ચૌદ ચૌદ ભુવન ડોલે છે.

તે પછી દ્વીપાંતરના આખરી વરસમાં મારી સાધના ખલાસ થવા આવી. આટલી બારે અંતર્મુખ ગતિ કોઇક વિશાળ શીલાથી અટકી ન ગઇ હોય તેમ અતિ શુષ્ક ભાવહીણું નીરસ જીવન મેં અનુભવ્યું. કોણ જાણે કયાંથી આવીને લુપ્ત થયેલી ક્ષીણ વૃત્તિઓ —કામનાઓ હૃદયને ડોલાવવા લાગી. માત્ર એક વસ્તુ પાછળજ મારો આટલો કાળ ગયો હતો.—બધીયે ક્રિયાઓ તજી અરવિન્દના સમર્પણયોગને માટે તૈયાર થવામાં. આખરી વરસની

શરૂઆતમાંજ મારાં મનઃપ્રાણુમાં એક જાતની શ્રદ્ધા જાગી કે જરૂર જેલમાંથી મુક્ત થવાશે. કારાકાળ હવે પૂરા થવા આવ્યોછે.તપોભૂમિ ભારત મને આકર્ષી રહી છે— ગીતા સાંભરીઃ-

"નહિ કલ્યાણકૃત કશ્ચિત્ દુર્ગતિં તાત ગચ્છતિ "

મારી આ સાધના કંઇ અટકવાની નથી, પ્રરમધામનું સુવર્ણ દ્વાર અધખુલું થઈ પાછું બીડાઈ જવાનું નથી. એ સાધના પૂર્ણ કરવા જન્મભૂમિ ભારતમાં ગયા વિના છૂટકો નથી. અંતરના પડદામાં આ શ્રદ્ધા છૂપાવી છૂટકારાની આશાએ હું દિવસ ગણવા લાગ્યો.



## ૨૧. છૂટકારો

મારાં શ્રદ્ધાસ્વપ્નો ફળ્યા—છૂટકારો થયો. એક દિવસ જેલના તે વેળાના નિરીક્ષક સાહેબ આવીને જણાવી ગયા કે ઉપેન્દ્ર, હેમદા તથા મને અલિપૂર જેલમાં લઇ જઈ છોડી મૂકવામાં આવશે. આશામાં, ઉત્સુકતામાં, જેલના બાકી રહેલા દિવસો પૂરા કર્યા—આનંદની રેલમાં બરાબર ઉંઘ પણ ન આવે. તે પછી એક સુન્દર પ્રભાતે જેલનો દરવાજો વટાવી બહારની હરિયાળી ભૂમિ પર અમે પગ મૂકયો. સાથે હથિઆરબંધ સિપાઇઓ તો હતાજ— કારણ હજુ કંઈ પૂરેપૂરી મુક્તિ મળી ન્હોતી ચૂકી. સાથે ૨૨—૨૩ રાજ-દ્વારી શિખ કેદીને પણ છોડવાના હતા. તેઓ પ્રભાતના સુન્દર આકાશને ગજવતા ગાવા લાગ્યાઃ

ધનધન પિતા દશમેશ ગુરૂ,
જીન્હુ ચિંડિયાતુ બાજ છૂડાયે

"જેણે બાજના મુખમાંથી પંખીને છોડાવ્યાં તેવા દસમા ગુરૂરૂપ

મહાપિતાને ધન્ય છે" નાવડીમાં બેસીને સ્ટીમરમાં ગયા ત્યારેયે એ જયગાન ચાલી રહ્યું હતું.

ત્યારે મને સાચી શ્રદ્ધા ચોંટી કે આ જીવનનો ભગવાન હજુ કંઇ ઉપયોગ કરવા ઇચ્છેછેજ. આંદામાનમાં જે લોખંડને ઘડી, જગતના ચક્કારે તેમાંથી અસ્ત્ર બનાવેલાં, તેને તે હવે ઉપયોગ માટે લઇ જાય છે.

ત્રણ દિવસ અને ત્રણ રાત સ્ટીમરમાં ગાળવાં પડયાં. ચોથે દિવસે મળસ્કે ગંગાજીનો કિનારો દેખાયો, શસ્ય શ્યામલા બંગમૈયાનાં દર્શન થયાં. શંકરાચાર્યના માયાવાદ વડે સાધના કરનારૂં મન માયાને આકર્ષણે સજળનયને મૈયાને નિરખવા લાગ્યું. ધીમેધીમે બેય કિનારે ગામડાંઓ અને હરિયાળી જમીન વચ્ચે થઇ પસાર થઇ ચાર વાગે સ્ટીમર તમ્નાઘાટે આવી લાગી. અમે ઉતર્યાં એટલામાં સાંજ પડી ચૂકી.

તે વેળા કરનલ હેમિલ્ટન અલિપૂર જેલના નિરીક્ષક હતા. અમારૂં પુરાતન "રાજભવન" કાળગતિએ એટલું બધું ફેરવાઇ ગયેલું કે ઓળખાયું પણ નહિ. અમને લાગેલું કે તે દિવસની–શનિવારની રાત અને રવિવારનો દિવસ અમારે જેલમાં ગાળવાં પડશે. સોમવારે કદાચ કોઇ ઉપરવાળો આવી છૂટકારાનો હુકમ આપે તો આપે–પણ એવી ખાતરી હતી, કે કાંઇને કાંઇ શરત લખાવી લીધા વિના સરકાર છોડવાની નથી. કરનલ હેમિલ્ટન તે વેળા હાજર નહોતા, જેલરબાબુએ તેમને ટેલિફોનથી ખબર આપી અને પછી અમારે માટે ખાવાનાની વ્યવસ્થામાં લાગ્યો.

અચાનક સાહેબે આવી અમને તેડું મોકલ્યું, અને પૂછ્યું, "હું ધારૂં છું કે તમે ઘેર જવા સારૂ ટાંપી રહ્યા હશો; તમને આવો કે તુરતજ છોડી મૂકવાનો સરકારનો હુકમ છે."

અલબત્ત અમે હા કહી. મોટર આવી અને બટાકાપુરીનો લોભ છોડી ભાગી નીકળ્યા.

શો એ આનંદ! આજે પાછળ વાર્ડર નથી. જમાદાર નથી, હવે હું મુકત છું, સ્વતંત્ર છું! બાર બાર વરસનાં કાળાંપાણી વેઠ્યા બાદ છૂટકારો ભોગવવામાં શું સ્વાદ રહેલો છે, એ બીજાંને કેમ સમજાય?

દાસબાબુ તો ઘેર ન હતા એટલે મેં સાતકોડીપતિ બાબુને ઘેર મુકામ કર્યો. ઉપેન્દ્ર તો તેજ રાત્રે ઘેર ગયો, હેમદા બીજે દિવસે ભાગ્યા, હું કલકત્તે રહ્યો. તે પછી "નારાયણ" નું કામ હાથ પર લીધું, 'વિજળી' ચલાવવા માંડ્યું, આર્ય પબ્લીશીંગ હાઉસ શરૂ કર્યું અને છેવટે નવ-સાધનાને તીર્થે-પોંડીચેરી પ્રયાણ કર્યું. એ બધી વાત વિષે અહિં કંઇ કહેવું નથી. માત્ર આ નવસાધનાની મૂળકથા કહી મારી આત્મકથા પૂરી કરીશ.

——(૦)——

## ૨૨. સૃષ્ટિનું નૂતન સત્ય.

કાળાં પાણીથી પાછા ફર્યા બાદ કેટલેક મહિને પ્હેલીજ વાર પોંડિચેરી હું ગયેલો તે માત્ર ચારજ દિવસ માટે. ત્યારે એટલા બધા કામકાજમાં મશગૂલ હતો કે બીજું કંઇ સૂઝેલુંજ નહિ. બીજી વાર ગયેલો, ત્યારે ત્રણ મહિના રહેલો. તે વેળા નવી સાધનાનો આસ્વાદ પ્રથમજ લીધો. મારી સાધનાનાં ગતિ, છન્દ, ધારા એકદમ ફેરવાઇ ગયાં. આ સાધનામાં ન મળે સાધ્ય, ન મળે સાધન, ન હિસાબ, ન પદ્ધતિ. માત્ર શાન્ત નિર્મળ મૌન, અનંત શ્રદ્ધા અને ઉર્ધ્વમુખી અંતરગતિ. એ સાધનાર માનવી નથી, માનવીમાં રહેલી ઇશ્વરી શકિત છે. માનવી મૌનપૂર્વક સમર્પણમ્ કરે અને મન, પ્રાણ, ચિત્ત સર્વને એકાકાર વૃત્તિથી તલ્લીન કરે, તો એ, શકિત-જ્યોતિના કિરણમાં, શાન્તિનાં પૂરમાં, અને જ્ઞાનની સંગીતલહરીમાં પ્રવેશ કરી વસ્તુમાત્રને પોતાની કરી લેશે. મુખ્ય વાત તો એ કે એ સાધના જીવન-સાધના છે,આલોક-પરલોકને જોડનાર સોનાનો સેતુ છે. અપૂર્ણ માનવીને ધીરે ધીરે

વિસ્તૃત કરી, ભગવતી આનંદમાં પ્રવેશાવી તેને ઐશ્વર્યથી પૂર્ણ બનાવનાર–નરને નારાયણમાં ઘડનાર to diviuize man અલૈકિક વસ્તુ છે.

તમે કહેશો નારાયણ થવામાં લાભ શો ? હું કહીશ અપૂર્ણ રહ્યે શો લાભ ? પોતાનું મૂળ સ્વરૂપ ગુમાવી પૂર્ણ મહિમાથી વંચિત રહેવામાં શું ફાયદો ? આ દુનિયામાં આપણે જ્ઞાનધનને શોધ્યા કરીએ, આનંદની કામના રાખીએ, શક્તિ વાંછીએ, તો એ સર્વને સંપૂર્ણ રૂપેજ કેમ પ્રાપ્ત ન કરીએ ? ક્ષુદ્ર શેં રહીએ, પોતીકું સામ્રાજ્ય ગુમાવી નાનકડી ગુફામાં વાસો શેં કરીએ ?

માનવી પોતાના જુના સ્વરૂપને એટલી ખંતથી વળગી રહ્યોછે, કે તે પોતાનું પૂર્ણ સ્વરૂપ વિચારતાંયે જાણે ડરેછે–જાણે પોતે રાજવેશ ધારણ કરવા જતા પોતાની કંથાને ગુમાવી બેસશે. પણ આપણને આપણાં જ્ઞાન, શક્તિ, આનંદ રૂપી ભવનોનો ખ્યાલ નથી તેથી આપણાં મન–પ્રાણ આટલાં સંકુચિત બની ગયાં છે. જેને ઉપલા ભંડારની ચાવી મળે છે તેની દીનતા તો તરત નાશ પામે છે. અત્યારે જ જો કોઇ તમને અનંત જ્ઞાન–આનંદમાં પ્રવેશાવે, શક્તિસંચાર કરે, આ દેહ, મન, પ્રાણની ચાવી તમને આપે તો બીજી જ ક્ષણે અઢળક રાજસંપત્તિ જતાંયે યાદ નહિ આવે. આ સામ્રાજ્ય સંપાદન કરવા તમે સાધનામાં બેસો.

આ નવા યોગનો મુખ્ય મુદ્દો માત્ર એક બે વાર ઇશ્વરનાં દર્શન કરવાં એ નહિ, પણ નિમ્નમૂળ જીવનને ઉર્ધ્વમૂળ બનાવી ઇશ્વરને પ્રાપ્ત કરી, મન, ચિત્ત, પ્રાણ અને દેહનાં ઉપાદાન અણુ પરમાણુ બદલી તેનું શુદ્ધ તેજોમય સત્વમાં રૂપાન્તર કરી, પછી તે

દિવ્ય આધારે ભગવાનને મૂર્ત કરવા, એ છે. આ યોગ જીવનયોગ છે, માનવીને તેનું સ્વરાજ અપાવનાર, પૂર્ણ માનવીના કુદરતી સ્વરૂપે, સંપૂર્ણ શિવત્વે પ્હોંચાડનાર યોગ છે. ખરેખર જેનાં જીવન દ્વારએમ ખુલી જાય, જે પોતાનામાં એમ વૈકુંઠનું જ્યોતિધામ પ્રકટતું દેખે તે માનવીને શું થાય ? જેની સન્મુખ ધર્મ સાચું જીવતું, નિત્ય ઉપભોગનું ધન છે તેની મર્મકથા તેજ જાણે.

પોંડિચેરી ફરી બે વાર આવી સાધના કરીને મેં જે જાણ્યું તેનાથી સંદેહ ન રહ્યો કે માનવીમાં સંપૂર્ણ દેવત્વ રહેલું છે અને સૃષ્ટિનું એ સરસમાં સરસ રહસ્ય છે. પ્હેલાં થોડાક શક્તિમાન વ્યક્તિઓ એ દેવત્વ ધારણ કરશે અને પછીતો સારા જગતમાં એ શક્તિનો સંચાર થશે અને માનવી સંપૂર્ણ બનશે. એ ક્યારે થશે, કેટલે વરસે, કેટલે યુગે, તે અકળકળાધારી ભગવાન જાણે છે, તે જાણવાની ઇચ્છા ન રાખવા જેટલી મારામાં ધીરજ છે.

આનો કંઈ એવો અર્થ નથી કે આજેજ રાજકારણી મહાપુરૂષો પોતાનું કાર્ય તજી દેશે, કે સમાજશાસ્ત્રીઓ સમાજસંશોધન બંધ કરશે; કવિઓ કાવ્ય રચવાં કે ચિત્રકારો પીંછીથી રંગસૃષ્ટિ સરવી છોડી દેશે. સર્વને આહ્વાન આપવાનો–રણશિંગું ફુંકવાનો કાળ આવ્યો નથી–પણ ભગવાનના આ નવીન સત્યના ચિન્હાંકિત માનવીને–આગળ રસ્તો ઘડનાર અસાધ્ય સાધકને આત્મભાન કરવાનો દિવસ આવી પહોંચ્યો છે. નવા જગતનાં પ્રાણી અને સાચાં કેન્દ્ર ઘડાઇ રહ્યાં છે. છે એ કાજેજ કેટલાં જીવન અર્પણ થયાં છે. એનો પ્રોગામ નથી, પંથ નથી, શેતરંજની બાજી જેવી વિધિવ્યવસ્થા નથી. ફક્ત કેટલાંક જીવન–આંગણે

વિશ્વશિલ્પી છાની છુપી રચના ઘડી રહ્યા છે—તેની જ્યોતિ પ્રકટે, ભાવી જગતને કારણ, સૂક્ષ્મ, પર, તથા સ્થૂલ રૂપ મળે એને ઇશ્વરનું રાજ સિંહાસન એ સ્થૂલ માટી પર ગોઠવાય એવું ગોઠવી રહ્યા છે. જેમને આ નવીન સત્યનું જાગ્રત જ્ઞાન થયું છે, તેઓ પાછા નહિ ફરે; તેઓ ભિન્ન ભિન્ન આદર્શનાં માનવી નથી; તેઓ સત્ય માનવી છે. પુરાતન હમ્મેશ પોતે બાંધેલા રસ્તા પર નૂતનને ખેંચવા ઇચ્છે છે, પણ નૂતનનો રથ ફરતો નથી. તે તો અનંત ગતિથી ઉષામાં સત્યને એક શિખરેથી બીજે શિખરે આગળ ધપ્યાંજ કરે છે. નૂતન સૃષ્ટિના વેગવાળી તેની ગતિ—તેનું નવચેતન જગતમાં પ્રસરતાં દિવસ લાગે. મૃત્યુ લોકમાં ઉદય પામતા તેના શિખર સૂર્યને વખત જોઇએ.



# શ્રીયુત બારીંદ્ર કુમાર ઘોષ.

વિશાળ ગગનચુંબી પર્વતના પ્રાંગણમાંથી ઝરણાંઓ વહેવા માંડે છે ત્યારે શરૂઆતમાં, તેમને નથી દિશાનું ભાન હોતું કે નથી તેમનો પ્રવાહ એક સરખો અસ્ખલિત, સુઘટિત ગતિથી વહેતો. પરંતુ જ્યારે ક્રમેક્રમે આગળ વહેતાં તેના બે તીર-પ્રાંત ઘડાય છે ત્યારે તેમની ગતિ સ્થિર થાય છે, અને પ્રવાહ અસ્ખલિત, સુઘટિત વહેણ પ્રાપ્ત કરે છે.

પ્રજાઓના રાષ્ટ્રીય જીવનપ્રવાહનું પણ તેમજ છે. રાષ્ટ્રીય-ચેતનાનો ઉભરો જ્યારે ફૂટી નીકળે છે ત્યારે, પ્રારંભે તે આડીઅવળી ગતિમાં વહ્યા વિના રહેતો નથી. જ્યાં સુધી પ્રજાજીવનને ઘડનારો કોઇ વિરલ, અવતારી મહાપુરૂષ અનંત કાળનાં પડખામાંથી જાગીને એવા ઉભરાને શાંત, સૌમ્ય બનાવતો નથી, તે અસ્ખલિત, સુઘડ પ્રવાહવંતો બને તેમ તેને ઘડતો નથી-વાળતો નથી, ત્યાં સુધી એ ઉભરો બહાર નીકળવા ગમે એવું સ્વરૂપ ધારણ કરે છે અને ગમે તે ગતિએ વહેણ મેળવે છે.

બંગાળાનો બોમ્બયુગ–ભારતમાતાને સ્વતંત્ર બનાવવાની ઝંખના જેમને રોમેરોમ વ્યાપી ગઇ હતી, સ્વદેશ બાંન્ધવોનાં દુઃખડાં નિહાળી નિહાળી, તેમના કકળતા આત્માનો સાદ સાંભળી જેમનું હૈયું સળગી ઉઠયું હતું, પ્રાણ પડે તોયે ભારતમૈયાને દમનાર આ ગુલામીની સાંકળોને તોડવા માટે જેમના દિલમાં તાલાવેલી લાગી ગઈ હતી, એવા કેટલાક મરણિયા નૌજવાનોની રાષ્ટ્રીય ભાવનાના ઉભરામાંથી પરિણમેલો બંગાળાનો બોમ્બયુગ–એ એક પ્રકારે હિન્દુસ્તાનના રાષ્ટ્રીય જીવનપ્રવાહની એક આવીજ વિચિત્ર ગતિ ગણાય. એ વિચિત્ર ગતિને પરિણામે–તેની સમગ્ર રાષ્ટ્રના જીવન પર શી અસર થયેલી એ વિચારવા સારૂ આ લેખની પ્રવૃત્તિ નથી; પણ એ યુગના નેતા અને બંગાળાના વિપ્લવપંથના બ્રહ્મા તરીકે ઓળખાતા શ્રીયુત બારીન્દ્ર કુમાર ઘોષનો–જેમને ગુજરાત, અને સમગ્ર ભારત, મહર્ષિ અરવિન્દના નાના ભાઈ તરીકે ઓળખાવવાથી એકદમ પિછાનશે તેનો યથાશક્ય પરિચય આપવા માટેજ આ લેખ લખ્યો છે.

## વિપ્લવયુગનો બ્રહ્મા

શ્રીમતી વાસંતિદેવી દાસ અને શ્રીમતી ઉર્મિલાદેવી વગેરે સાથે જેમને જેલમંદિરે જવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું હતું અને અને દેશમાં પ્રવર્તી રહેલા અસહકારયજ્ઞમાં જે યથાવિધિ હોમ કરી ચૂકેલા છે એવા શ્રીયુત હેમંતકુમાર સરકાર, બારીન્દ્રબાબુને વિપ્લવપંથના બ્રહ્મા તરીકે ઓળખાવે છે, અને આદરપૂર્વક નમન કરે છે. પોતાનું "The Revolutionaries of Bengal" નામનું એક અંગ્રેજી પુસ્તક તેમણે બારીન્દ્ર બાબુને

ચરણે ધર્યું છે. વિપ્લવયુગના એ બ્રહ્મા સાથે ગુજરાતની હજી નહિ જેવીજ પિછાન છે. પણ ભવિષ્યનો એક કાળ સંમુખજ ઉભેલો દેખાય છે, જ્યારે માત્ર ગુજરાતજ નહિ પણ સમગ્ર ભારત વર્ષ એમને પિછાનશે અને યોગ્ય અર્ધ્યાંજલિ અર્પશે.

## જન્મ

"કોણ જાણે શાંયે આકાશકુસુમ" વીણવા અવતરેલો આ નરવીર લંડન પાસેના ક્રોયડન નામન ગામડામાં જન્મ્યો હતો. (ઇ. સ. ૧૮૮૦) ખુલનાના સિવિલ સર્જન, બાબુ કૃષ્ણદાસ ઘોષ –બારીન્દ્રના પિતા–એ યુગના આજથી ચાળીસ વરસ પરના જમાનાના અનેક અને ખાસ કરી અંગ્રેજી શિક્ષણ લીધેલા–માણસોની પેઠે પાશ્ચાત્ય સંસ્કૃતિના પૂજક હતા. અને ખાસ કરીને અંગ્રેજ પ્રજાની જીવનપ્રણાલી વિષે એમને અસામાન્ય મોહ હતો. વિલાયતની દાકતરી પરિક્ષા પોતે પસાર કરી હતી એટલું નહિ, પણ સહકુટુમ્બપરિવાર પોતાનાં બાળકને વિલાયતની આદર્શ શિક્ષણ પધ્ધતિ અનુસાર કેળવવા માટે તેઓ ફરીથી ઈંગ્લાંડ ગયેલા અને ત્યારે બાબુ બારીન્દ્રકુમાર ઘોષ ત્યાંજ જન્મ્યા હતા.

પણ ૭ વરસની ઉમ્મર સુધી તો બારીન્દ્રબાબુએ પોતાનું જીવન પોતાના માતામહ રાજનારાયણ બસુનેજ ત્યાંજ ગાળ્યું હતું. બાબુ રાજનારાયણ બસુ એટલે જાણે ધર્મનો અવતાર, ઇશ્વરપ્રેમ અને સ્વદેશભાવનાની સાક્ષાત મૂર્તિ. અંગ્રેજ પ્રજાએ આવી આ દેશમાં પોતાનું રાજ્ય સ્થાપવાથી ભારતવર્ષને સાથે આવી પડેલી રાષ્ટ્રીય આપત્તિનો ખ્યાલ, બારીન્દ્રકુમારને વારસામાં એમણેજ આપ્યો.

ધાર્મિક ભાવનાથી એમણેજ બારીન્દ્રનું જીવન તરબોળ કર્યું. જે કુમળો છોડ પોતાને ઉછેરવા માટે મળ્યો તેના પર સ્વતંત્રતાની પ્યાસ અને ધર્મજીવનની લાલસારૂપી જળસિંચન કરી એમણે તેને પોષ્યો–ખીલવ્યો. આજ રાજનારાયણ બસુ બંગાળના એક ગુપ્ત મંડળના પ્રેરક હતા. એવા વાતાવરણમાં એવા દાદાના હાથ તળે ઉછરેલા બારીન્દ્રબાબુ ભવિષ્યમાં કર્યાં તેવાંજ પરાક્રમ કરે તેમાં શી નવાઇ ?

## શાળાજીવન

પિતાએ ઇ.સ. ૧૮૯૨ની સાલમાં દેહ છોડી તે પહેલાં થોડોક કાળ બારીન્દ્રે તેમની દેખરેખ તળે ગાળેલો; પણ ફરી પાછા સ્થાનિક નિશાળમાં શિક્ષણ લેવાને માટે તેને દેવગઢ દાદાને ત્યાં આવવુંજ પડ્યું. જે ભાવનાઓ જુવાનીમાં અને પ્રૌઢ જીવનમાં ઉભરાઇ નીકળી હતી, તેનાં અંકુર શાળાજીવનમાંયે અપ્રકટ તો નજ રહ્યાં. હસ્તલિખિત માસિકપત્ર ચલાવવામાં, ભવિષ્યના "જુગાન્તર" અને "નવશક્તિના" ભણકારા હતા. ગરીબ વિદ્યાર્થીઓ માટે ફંડ કરવાં, વાદસભાઓની વ્યવસ્થા કરવી, વગેરે પ્રવૃત્તિઓથી કંઇ પણ સેવા બજાવવાની એમની લાલસા તો ત્યારથીજ વ્યક્ત થઇ ચૂકેલી. એજ વેળા એમણે લાઠીબાજીનું પણ શિક્ષણ લીધું એટલુંજ નહિ પણ શિવાજી અને તેના માવળા સૈનિકોના આદર્શ મુજબ કૃત્રિમ યુદ્ધો પણ દેવગઢ પાસેની ટેકરીએમાં મચાવેલાં. કુદરત પરનો ને નિસર્ગ સૌંદર્ય પરનો એમનો પ્રેમ જે એમનાં બંગાળી તેમજ અંગ્રેજી લખાણોમાંથી સહજે ઉપર તરી આવે છે તે અહિંજ કેળવાયો.

અને આગળ ઉપર દેશેરકથાના કર્તા તરીકે પંકાયલા શ્રી સખારામ ગણેશ દેઉસ્કર તથા બીજા એક શિક્ષકે એમનામાં રહેલી લલિત કળાઓની પ્રીતિને પોષી–ઉછેરી અને સાહિત્યનો શોખ ઉત્પન્ન કર્યો એ વેળાથીજ બારીન્દ્રકુમારે રવીન્દ્રબાબુની શૈલીમાં–એમનાં કાવ્યોના જેવાજ સ્વરૂપમાં, કવિતા–ખાસ કરીને પ્રેમકાવ્યો–રચવાનું શરૂ કરેલું.

## શિક્ષણ બાદ

પણ આવા ઉભરાતા હૃદયવાળા નૌજવાનથી નિશાળનું ભણતર સીધું કેમ પાર પડાય ? મેધાવિની વ્યક્તિઓ નિશાળનાં બંધન તોડીને પોતાના ઓજસને મુક્ત રીતે પ્રકટ કરવાનો માર્ગ ખોળી લે છે, એનાં સેંકડો દૃષ્ટાંતો દુનિયાના ઇતિહાસને દફતરે કયાં મોજુદ નથી ? બારીન્દ્રનું શાળાજીવનનું એ સ્વપ્નું હતું કે રચું એક શિવાજી વિષે મહાકાવ્ય. કોલેજમાં જતાં વિચારો કંઇક જુદીજ દિશાએ વળ્યા, અને ખેડુત બની નિસર્ગની લીલામાં ખેલી, કવિત્વસૃષ્ટિમાં વિહરવાના ખ્યાલ આવ્યા. એના વચલા ભાઇએ જમીન ખરીદવાને પૈસા આવાનું વચન પણ આપેલું. પણ તે ન મળવાથી રીસાઇને, ચીડઇને, બારીન્દ્ર ઘેરથી કોઇને કહ્યા કર્યા વગર નાસી છૂટયો. સગપણમાંની એક ડોશીનું ઘર વેચાવી તેને પૈસે ખેતર લેવાનું હતું. કલકત્તામાં આ કામ પાર પાડતાં અનેક દિવસો નીકળી ગયા એ દરમ્યાન આંમતેમ ભટકયાં કરવું, અને મળી આવે તો ખાવું, નહિ તો ભૂખ્યા પડી રહેવું, એ પ્રમાણેનું જીવન એમણે વ્યતીત કર્યું.

ઘર વેચાયું એટલે રૂ. ૯૦૦) મળ્યા તેમાંથી પટણા ખાતે એક પરચુરણ દુકાન કાઢી. પચરંગી જીંદગીમાં જેટલા અનુભવ લીધા

હોય તેટલા ઓછા. આત્મકથામાં બારીન્દ્રબાબુ લખેજ છે કે એતો ગદ્ધાપચીશીનો કાળ હતો–દુનિયાના ધોરી રસ્તા પર બે–લગામ સોળ સોળ ઘોડાની બગી હાંકવાનો જમાનો હતો ! ચંચળ વૃત્તિના અસ્થિર નૌજવાનથી દુકાન તે ક્યાં સુધી ચલાવાય ?

એટલે લીધો અરવિન્દનો આશરો. અરવિન્દ બાબુ વડોદરે હતા. ત્યાં એને મઝા પડી. ખાવું, પીવું, મનગમતું બાગાયતનું કામ કરવું, અને બસ કવિતા લખવી. એમ લાલા મસ્તરામ ફર્યા કરતા. એટલામાં, અહિંજ

## ગુપ્તમંડળ

માં પ્રવેશ કરવાનો યોગ એમને પ્રાપ્ત થયો.

સારા ભારતવર્ષમાંથી મ્લેચ્છ રાજ્યસત્તાને નાબુદ કરી શ્રી રામચંદ્રજીના આદર્શ અનુસારનું એક હિન્દુ મહારાજ્ય સ્થાપવાની લાલસાથી કેટલાક નૌજવાનોએ એક ગુપ્તમંડળ કાઢેલું હતું. દૈવસંજોગે તેમાંના એક એની સાથે બારીન્દ્રબાબુને પિછાન થઈ. એ ગુપ્તમંડળનું મુખ્ય મથક પૂના કે એટલામાંજ હતું. એક હાથમાં ભગવદ્‌ગીતા અને બીજા હાથમાં તલવાર લઇને એણે–બારીન્દ્રે–એ મંડળની દીક્ષા લીધી, અને શપથ લીધા કે " પ્રાણ જાય તોયે મારા ધ્યેયને વળગી રહીશ. "

એ પછી એવીજ રીતે દીક્ષિત થયેલા એક બંગાળી નૌજવાન પર ચિઠ્ઠી લઈ બારીન્દ્રે કલકત્તે જઇ જે નવા વિપ્લવપંથની પોતાને દીક્ષા મળી હતી તેનો યુક્તિપુરઃસર પ્રચાર કરવા માટે રવાના થવું એમ ઠર્યું.

## બંગાળાનું ગુપ્ત મંડળ.

કલકત્તે આવી બારીન્દ્રબાબુ જુએ છે તો બંગાળના ગુપ્ત-મંડળને વકીલો તરફથી સારી મદદ મળતી હતી. દર મહિને રૂા. ૨૫૦) જેટલી ચાલુ આવક થયાં કરતી. વિદ્યાર્થીવર્ગ અને જમીનદાર વર્ગનેજ હવે કાબૂમાં લેવો બાકી હતો. આ પૂર્વે પણ રાજ નારાયણ બસુની પ્રેરણાથી એક અને જાપાનવાળા કાઉન્ટ ઓકાકૂરાની મદદથી એક, એમ બે ગુપ્ત સમિતિઓ ચાલતી હતી.

જે ગુપ્તમંડળમાં બારીન્દ્ર જોડાયા હતા, તેના ખુદ પ્રમુખનેયે લાઠીબાજી આવડતી. ગુપ્તમંડળનાં પણ જુદાં જુદાં ખાતાં હતાં જેવાં કે ભરતીખાતું, ખબરઅંતર ખાતું, આર્થિકખાતું, હથિયાર ખાતું, પ્રકાશનખાતું વિગેરે. દરેક જાતની જુદી જુદી કસરતોની પણ પ્રેક્ટીસ થતી. એ પણ જાણવા જેવું છે કે મંડળમાં એક અંગ્રેજ બાઇ પણ જોડાયલી હતી. કેટલાક કાળ પછી મંડળમાં થોડી તૂટ પડી, પણ તે ચાલૂ તો રહ્યુંજ.

## બારીન્દ્રની પ્રવૃત્તિ.

બારીન્દ્ર ઇ. સ. ૧૯૦૨માં બંગાળા આવ્યા. અંગ્રેજી ભણેલા વર્ગોમાં એમણે કામ શરૂ કર્યું. શારીરિક ઉન્નતિ માટે સ્થપાયેલી અનુશીલન સમિતિના નામથી ઓળખાતી મંડળીઓનું તે વેળા બંગાળામાં ખૂબ જોર ચાલતું હતું. આ મંડળીઓમાં કામ કરવાનું બારીન્દ્ર બાબુએ હાથમાં લીધું.

પણ તે જમાનો જુદોજ હતો. ગુલામીનાં પડળ હજૂ દેશ-

ની આંખો પરથી ઉતર્યાં ન્હોતાં. બ્રિટિશ રાજ્યની આણ રામરાજ્ય સમી વર્તતી હોય તેમ પ્રજાને લાગતું. મુઠ્ઠીભર પરદેશીઓ યુક્તિ પ્રયુક્તિથી સોનેરી ઢોળ ચઢાવેલા યંત્રો વડે પ્રજાનું લોહી કેવી રીતે ચૂસી રહ્યા હતા એનો પ્રજા સમગ્રને તે વેળા ખ્યાલ નહોતો. આથી પ્રયત્ન જેવો પડ્યો ફરી ન વળ્યો. બારીન્દ્રને લાગ્યું કે રાજકીય જીવન સાથે ધાર્મિકતાને જોડ્યા વિના પોતાનું કાર્ય આગળ ધપવું અશક્ય છે. ધર્મની સાધના કર્યા વગર પોતાનો હેતુ સિદ્ધ નહિ થાય એમ લાગવાથી તેમણે ફરી વડોદરા પ્રયાણ કર્યું—ગુરૂની શોધમાં.

અહિં કેટલીક નિરાશાઓ પછી જયપૂરવાળા સાધક શ્રી વિષ્ણુભાસ્કર લેલે સાથે તેમને મુલાકાત થઇ.

* * *

## મુક્તિ બાદ

બહાર નીકળી શ્રીયુત ચિત્તરંજન દાસબાબુના તંત્રી પદ હેઠળ ચાલતું " નારાયણ " નામનું માસિક પત્ર તેમણે પોતાના હાથમાં લીધું. અરવિન્દ બાબુના વિચારોના પ્રચાર માટે આર્ય પબ્લીશિંગ હાઉસ નામના પ્રકાશનમંદિરની પણ એમણે યોજના કરી. ' બીજલી ' નામનું એક અઠવાડિક પત્ર પણ શરુ કર્યું. અને એ બાહ્ય જગત્‌નાં કાર્યોને તેમનાં વ્યવસ્થિત, સુઘટિત સ્વરૂપમાં ગોઠવી દઇ તેઓએ નિર્લેપ વૃત્તિથી પોંડેચરીનો રસ્તો લીધો. આન્દામાનમાં પણ તેઓ ઝંખ્યાજ કરતા હતા કે ક્યારે બહાર નીકળી સમસ્ત જીવનને સાધનામય, ભક્તિમય, યોગમય બનાવી દઉં, અને આત્માની ઉન્નતમાં ઉન્નત કક્ષા અનુભવું. પોંડેચરીમાં તેઓ અત્યારે અરવિન્દ બાબુ

સંગાથે સાધનામાં અને ધર્મચિંતનમાં રાતદહાડો મચ્યા રહે છે. અને પોતાના કેટલાક વિચારો તેમણે થોડાક વખત પર બંગાળાના એક આગેવાન પત્રમાં જાહેર કર્યા છેઃ—

"સારીય દુનિયામાં અત્યારે શિવજીનું તાંડવ નૃત્ય ચાલી રહ્યું છે. ખંડનાત્મક પ્રવૃત્તિઓનો યુગ બેસી ચૂકયો છે. દેશનાયકો, મહાપુરૂષો પોતાની પ્રવૃત્તિઓદ્વારા જાણ્યે અજાણ્યે દુનિયાની જીર્ણ થયેલી સંસ્થાઓને તોડી પાડવાને યત્ન કરી રહ્યા છે. અસહકાર, બોલ્શેવિઝમ આદિ જુદાંજુદાં નામ હેઠળ પણ જૂનીપુરાણી સંસ્થાઓને નાશ કરનારી વિનાશક શક્તિઓ ગતિમાન થઇ ચૂકી છે. ખરેજ, એ શિવજીનું તાંડવ નૃત્ય ચાલી રહ્યું છે. મંડનાત્મક-દુનિયાને નવાં વસ્ત્રોમાં સજ્જ કરનાર-યુગનો કાળ ધીમેધીમે પાસે આવતો જાય છે."

સર્વ પ્રવૃત્તિઓને નવયુગની ઉષા તરીકે તેઓ વધાવે છે. અત્યારની રચનાત્મક ગણાતી પ્રવૃત્તિઓમાંયે પણ નાશનોજ ધ્વનિ ગુંજી રહેલો તેમને સંભળાય છે, અને એ નાશ પછીની નવી સૃષ્ટિને ભારતવર્ષ પેતાનો સંદેશ આપી પોતાના આદર્શો મુજબ ઘડશે. ભારત વર્ષના નૌજવાનો ને તેઓ કહે છેઃ- તમારી પુણ્યપુરાણુ સંસ્કૃતિને સંભારો, તેને લક્ષમાં રાખીને તમે આગળ ધપો-તમારે યુરોપ તરફ જોવાનું નથી. ઇંગ્લાંડે હિંદ પર જે જીત મેળવી છે તે ક્ષણિક છે. હિન્દુસ્તાન એક ચિરસ્થાયી વિજય માત્ર ઇંગ્લાંડ પરજ નહિ પણ સમગ્ર યૂરોપ પર મેળવશે, અને સૃષ્ટિને ચકિત કરશે, તલવાર પર ભાવના વિજય મેળવશે. ભારતવર્ષની સંસ્કૃતિના પુનરૂજ્જીવનનો કોયડો જ્યારે ઉકલાશે, ત્યારેજ સમસ્ત દુનિયામાં શાંતિ પ્રવર્તશે. પરંતુ

એને માટે પાશ્ચાત્ય સંસ્કૃતિના પારણામાં ઉછરેલા આજના ભારતબાળને કંઈ કંઈ નૂતન પ્રકાશ ઝીલવા પડશે. ભારત મૈયાનો પ્રકાશદીપ કંઈક ઝાંખો પડયો હતો, ધીમે બળતો હતો. તેને બુદ્ધિવાદના ઓપ (Touch of Rationalism) ની જરૂર હતી. આ ઓપ અર્પણ કરી એક નવીન યુગમાં ચેતન સંચારવા કારણે વિધાતાએ આ ભૂમિને અંગ્રેજોનું લીલાક્ષેત્ર બનાવી. પણ હવે એ કાર્ય લગભગ પૂરૂં થવા આવ્યું છે. નવયુગમાં કલા વિસ્તારનારા આત્માઓ ધીમે ધીમે પ્રકાશવા માંડયા છે. આવતી કાલના પુરૂષની–એક નવા દિવ્યપ્રાણ રાષ્ટ્રની ઝાંખી થવા માંડી છે.

દરેક યુગનો નવસિદ્ધાંત તે કાલના મહાપુરૂષોમાં સંપૂર્ણ પ્રકટે છે અને તેઓ તે યુગના ધર્મને સંપૂર્ણપણે ખીલવીને ઘડે છે. ......સંસ્કૃતિનો ઇતિહાસ એટલે માનવીનાં ત્રણ સ્વરૂપોનો ધીમોધીમો વિકાસ—ધીમેધીમે અધોઃ સ્વરૂપમાંથી ઉર્ધ્વ સ્વરૂપ ઘડાતું—રચાતું આવેછે....હજુએ આથી વધારે ઉંચી ભૂમિકા પ્રાપ્ત કરવા માટે માનવીને આહ્વાન થઇ ચુકયું છે, અને એક નવી દિવ્યપ્રાણ પ્રજા પ્રકટ થવાની તૈયારીમાં છે.

આ આહ્વાન તેમણે તો પોતાના જીવનમાં ઝીલ્યું છે. સમગ્ર જીવનને નવાયુગનું ચેતન ઝીલી શકે તેવું કરવા તેમણે પોતે તો ભગીરથ પ્રયત્ન આરંભ્યો છે. આપણે પણ તેમના જેવાને પગલે પગલે અંતરમાં સ્વદેશસેવા અને નવચેતનની ધગશ સળગાવીએ અને સમગ્ર જીવનને વિશુદ્ધ બતાવવાના સંદેશને ઝીલી નવયુગનાં પગલાંને વધાવીએ, ધપાવીએ એજ વાંછના.



# ઉપેન્દ્ર બેનરજી

બાબુ ઉપેન્દ્ર બેનરજીનો જન્મ તારીખ ૬-૬-૧૮૭૯ માં ચન્દ્રનગરમાં થયેલો. બાલ્યાવસ્થા મસ્તીતોફાનમાં ગાળવા છતાં આગળ અભ્યાસમાં એણે પોતાનું હીર બતાવી આપ્યું અને સુવર્ણપદકો સુદ્ધાં મેળવ્યા. પણ નાદુરસ્ત તબીયતને લીધે એનો અભ્યાસ કંઇક કથળ્યો. કોલેજજીવનમાં સ્વામી વિવેકાનંદનાં ભાષણોની હ્રદયપર ખુબ અસર થવાથી ઉપેન્દ્ર સંન્યાસ ધારણ કરી ચાર મહિના હિમાલયમાં પણ ભટકી આવ્યો. ત્યારબાદ ચન્દ્રનગરની એક શાળામાં રહી એણે વિદ્યાર્થીઓમાં ચેતન રેડવા માંડયું. પણ ફરીથી વિચારો ફરી જતાં નવ મહિને એ ભટકવા નીકળ્યો. રસ્તે એને પંડિત હ્રષિકેશ કાંજીલાલ સાથે મેળાપ થયો અને એ પંડિતજી પછી જીવનભર એની સાથે ને સાથેજ રહ્યા. તેઓએ ખૂબ પ્રવાસ અને શાસ્ત્રાભ્યાસ કર્યો. તે દરમ્યાન તેઓ પંજાબમાં ખૂબ રખડયા.

ઇ. સ. ૧૯૦૫ માં, સ્વદેશી ચળવળ શરૂ થવા પ્હેલાંજ ફરી એણે શિક્ષક તરીકે ચન્દ્રનગરમાં નોકરી લીધી અને વિદ્યાર્થીઓમાં “ રાજદ્રોહ ”નો પ્રચાર કરવા માંડયો. પણ ઈ. સ. ૧૯૦૬ માં અરવિન્દ બાબુના “ વન્દેમાતરમ ” પત્રમાં કામ કરવા માંડયું, એ પછી

એણે "જુગાન્તર" હાથમાં લીધું અને એના હાથ તળે વિપ્લવ-પંથના વિચારો બહુ જોરાવર સ્વરૂપમાં એ પત્ર રજુ કરવા લાગ્યું.

ઇ. સ. ૧૯૦૮ ના મે માસમાં બારીન્દ્ર સાથેજ એ પકડાયો -માણિકતોલા બાગાનમાં. માજીસ્ટ્રેટ આગળ ઉપેન્દ્રે કહ્યું, "હિન્દુસ્તાનના અમૂક પ્રકારના લોકો તો ધર્મના નામ શિવાય કંઈ કામ કરવાના નથી એવું વિચારી મેં સાધુઓની મદદ યાચી-ઇચ્છી. તેમાં નિષ્ફળ જતાં મેં વિદ્યાર્થીઓ પર પ્રયોગ અજમાવ્યો અને તેમને સમજાવ્યું કે જુદા જુદા ગુપ્ત મંડળો સ્થાપીને બળવો કર્યા શિવાય આપણને સ્વતંત્રતા મળવાની નથી. સરકારના જે અમલદારો જુલમી કાયદાઓ વડે અમારા કામમાં આડખિલી નાંખતા હતા, તેમનો નાશ કરવા, ઉલ્લાસ સકર, હેમ અને બારીન્દ્ર માણિકતોલામાં બોંબ બનાવતા એ હું જાણતો. વિગેરે"

ઉપેન્દ્રને ઈ. સ. ૧૯૨૦ ના ફેબ્રુઆરીમાં સરકારે છૂટો કર્યો. તે પછી એણેયે નારાયણ અને બીજલીનું તંત્ર હાથમાં લીધું છે તથા બીજા રાજદ્વારી અને ધર્મતત્વ વિષે સુન્દર પુસ્તકો લખ્યાં છે. પોતાની દેશનિકાલની કથા એણે જે લખી છે તેની ભાષા શૈલીનો જોટો મળવો મુશ્કેલ ગણાય છે. હાલમાં એઓ અમૃતબઝાર પત્રિકામાં કામ કરે છે તથા આત્મશક્તિ નામનું પ્રગતિમાન રાજદ્વારી વિચારો ચર્ચતું પત્ર ચલાવે છે.

એક સુશિક્ષિત પ્રેમાળ પત્નીના પતિ થવાનું સદ્‌ભાગ્ય એને મળ્યું છે તથા એને બે પુત્ર છે.



# ઉલ્લાસકર દત્તની કથા

સ્ટાર થીએટરમાં બીપીનચંદ્ર પાલનું ભાષણ સાંભળી મારા પર ચમત્કારિક અસર થઈ. તે વેળા હું કોલેજમાં હતો. સ્વદેશની કફોડી સ્થિતિ વિષેનું એ ભાષણ તથા ટાગોરનું "સ્વદેશી સમાજ" નું વ્યાખ્યાન સાંભળી મને ભાન થયું. સ્વદેશી સમાજના ભાષણ વખતે પોલિસ સાથે તકરાર થવાથી તેઓએ મને જેલમાં પૂર્યો અને ખોટું દુઃખ દીધું. મહાખટપટે હું છૂટયો પણ ત્યારથી સરકારની રીતભાત વિષે મારી ખાતરી થઇ ગઈ.

બંગભૈયાનું છેદન કરવાને પરિણામે સ્વદેશી હિલચાલ શરૂ થતાં દરેક ઠેકાણે ચેતન સ્ફૂરી નીકળ્યું. અમારી કોલેજમાં પણ એક પ્રોફેસરે વિદ્યાર્થીઓ વિષે ખરાબ શબ્દો વાપરવાથી તોફાન શરૂ થયું. આખી વિદ્યાર્થી આલમ ખળભળી ઉઠી. અને મારો જીવ ઝાલ્યો રહ્યો નહિ. આથી મારે કોલેજ છોડવી પડી. તે પછી હું મુંબાઇ અભ્યાસ કરવા ગયો. અને ત્યાં મેં સ્વતંત્રતાના જુસ્સાને ઉશ્કેરે એવું પુષ્કળ સાહિત્ય વાંચ્યું. જ્યારે હું બંગાળે પાછો ફર્યો

ત્યારે તો ત્યાં ચેતનનાં પૂર ઉલટેલાં અને "જુગાન્તર" નો જયકાર સઘળે ગાજી રહેલો મેં જોયો. બગડેલી તબીઅત સુધરતાં હવે શું કરવું તેના મોટા વિચારમાં પડ્યો; પણ આખરે વિપ્લવપંથમાં ભળવાનુંજ મને સૂઝયું. ફાડી ઉડે એવા પદાર્થો બનાવવાના શાસ્ત્રનો મેં અભ્યાસ કર્યો અને અખ્તરા પણ અજમાવ્યા. તેપછી હું બારીન્દ્ર બાબુની સાથે તેમની ગુપ્તસમિતિમાં ભળ્યો, પકડાયો અને આંદામાન ગયો. (સર્વન્ટ તા. ૧૪-૭-૧૦-૨૨)



૨૧

# જતીન્દ્ર મુકરજીનાં પરાક્રમો

બાર મહિના સુધી ક્રીમિનલ લૉ પ્રમાણે લગભગ પચાસ માણસો સામે કામ ચલાવવાથી કલકત્તાની આસપાસના મુલકમાં તો ધાડ પડતી બંધ પડી પણ ઇ. સ. ૧૯૧૪માં પશ્ચિમ બંગાળા તરફ જતીન્દ્ર મુકરજી નામના એક હોંશિયાર માણસે પાછી એક ટોળી ઉભી કરી.

એની મેળે ચાલતી ટેક્ષી કૅબની મદદથી અત્યાર સુધી ધાડ કદિ ન્હોતી પડી. હવે તેવી ચાર ધાડ એક પછી એક પડી. તા૦ ૧૨ મી ફેબ્રુઆરીએ રીચ બાગમાં જતીન્દ્ર મુકરજી અને બિપિન ગાંગુલીની આગેવાની હેઠળ કામ કરતા શખસોએ ધાડ પાડેલી. બહુ હોંશિયારીથી ધાડપાડુઓ રૂા. ૧૮૦૦૦ લઇ જવામાં ફાવ્યા.

બીજેજ અઠવાડિયે બેલિયાઘાટા આગળના ચોખાના એક વેપારી પર ધાડ પાડી તેમણે ૨૦૦૦૦ રૂા. પડાવી લીધા. પણ એ રીતે બળાત્કાર થયા બાદ ટેક્ષીકૅબ હાંકનારનું મૂડદું મળી આવ્યું. કહ્યું ન માનવા માટે તેને ગોળીથી વીંધી નાખી ગાડી બ્હાર ફેંકી દીધો હશે.

વળી પાછું બે દિવસ રહી પાથુરીઘાટા મહોલ્લામાં નિરોદ હાલદારનું ખૂન થયું. ત્યાં તો, એટલી વાત નક્કી મળી કે બીજા વિપ્લવપંથીઓ સાથે જતીન્દ્ર બેઠેલો હતો તે ઓરડામાં અચાનક દાખલ થઇ મરનારે જતીન્દ્રને તેના નામથી બોલાવવા માટેજ આ ખૂન થયેલું.

ચાર દિવસ બાદ કોર્નવોલિસ મહોલ્લામાં નામદાર વાઇસરોય કલકત્તા યુનિવર્સિટીની એક ક્રિયામાં ભાગ લેવાના હતા ત્યાં આગળની ગોઠવણ કેવી થઇ છે તે એક સિપાઈ સાથે ઇન્સ્પેક્ટર સુરેશ મુકરજી જોતો હતો. એટલામાં તેણે એક વિપ્લવપંથીને નાસી જતો જોયો. એ પકડવા ધાયો, એટલે પાંચ જણાઓએ તેના પર ગોળી છોડી અને તે મરાયો. સિપાઇ પણ ઘવાયો. આ ખૂનની ગોઠવણ બધી જતીન્દ્રેજ કરેલી એમ માનવા સચોટ કારણ મળે છે.

ઇ. સ. ૧૯૧૫ ના માર્ચ મહિનાની આખરમાં જતીન્દ્ર બાલાસોર ગયો છે એવી ખબર મળી. ત્યાં આગળ મહાનદી બંગાળના ઉપસમુદ્રમાં પડે છે. જર્મન કાવતરાં બાબત મળેલી ખબર તપાસ કરવા સપટેમ્બર મહિનામાં છૂપી પોલિસ થોડાક અમલદારો યુનિવરસલ એમ્પોરિયમ નામથી વેપાર કરતી પેઢીના મુકામની જડતી લેવા ગયા. ત્યાં એકને પકડયો અને તપાસ આખરે મોરભંજ સંસ્થાન પાસેની ટેકરીઓ તથા જંગલમાંથી પાંચ બંગાળીઓ પકડાયા. તેમણે એક ગામડીયાનું ખૂન કરેલું, બીજાને જખમી કરેલો અને બાલાસોરના મમલતદારના માણસો પર પણ બાર કરેલા. પરિણામે તેઓમાંનો ચિત્તપ્રિય રાયચોધરી અને બીજો એક ઘવાયા. જતીન્દ્ર મુકરજી પોતાના જખમોથી થોડાજ દિવસમાં મરણ પામ્યો.

અલિપુર બોમ્બકેસ ચલાવનાર ડેપ્યુટી સુપરિંટેન્ડન્ટ શમ્સુલઆલમનું ખૂન પણ જતીન્દ્રના ફરમાન મુજબ થયું હતું.

(સરકારની રાજદ્રોહ કમિટીના અહેવાલમાંથી)

આ જતીન્દ્ર બાબુ ઇ. સ. ૧૮૭૮માં કાયા આગળ જન્મ્યા હતા. બચપણમાંજ બાપને ગુમાવી બેસવાથી એને પોતાના મામા ને ત્યાં ઉછરવું પડેલું. જતીન્દ્રના તોફાનનો કંઇજ પાર નહિ. કલકત્તાની સેન્ટ્રલ કોલેજમાં થોડોક વખત અભ્યાસ કરી એણે હમણાંના બિહારના ગવર્નર તે વેળાના મિ. વ્હીલરના હાથ તળે નોકરી લીધેલી.

એની હિમ્મત તો ગજબજ. એકવાર એક જીવતા ચિત્તા ને પકડીને તેને એક છરી વતી મારી નાંખેલો ! એક વાર ૭૦ માઇલ ની ચાલતાં અને બીજી એક વાર ૭૫ માઇલની સાઇકલથી મુસાફરી કરેલી. કોઇની મકદુર નહોતી કે સુંદરી નામની એની ઘોડી પર સવાર થઈ શકે !

ગરીબો પ્રત્યે એ પુષ્કળ રહેમદિલી રાખતો. ગીતાનો એને નિત્યપાઠ હતો. ફરજ શી છે તે નક્કી કર્યા બાદ તે બજાવતાં આખરે શું થશે—શી આફત આવશે તેની એ જરા ગણતરી ન બાંધે.

ઈ. સ. ૧૯૧૦ માં એને ગિરફતાર કરેલો પણ વરસેકમાં છોડી દીધો. ૧૯૧૫માં ચાર યુરોપિયન લશ્કરીઓને સારી પેઠે ફટકાવવા માટે એની સામે કેસ ચાલ્યો પણ સોલ્જરોને શરમ લાગવાથી અડધેથી બંધ થયો.

એનું મરણ પણ વીરનું મૃત્યુ હતું. બાલાસોરમાં પોલિસના માણસો સાથે એણે ખુલ્લી લડાઇજ માંડી અને એક ખાઇમાં રહ્યા રહ્યા બે દિવસ સુધી સામા પક્ષને હંફાવ્યો. બાદ દારૂગોળો થઇ રહ્યો અને પોતે ઘવાયો. એ જખમમાંથી એનું મરણ નીપજ્યું. સી. આઇ. ડી ખાતાવાળા મિ. તેગાર્ત, એ મરણ પામવાથી નારાજ થયા: " મારી ફરજ ગમે તેવી હોય પણ એને માટે મને ભારે માન હતું. એ એકજ બંગાળીએ ખુલ્લી રીતે યુદ્ધ કરતાં કરતાં વીરનું મરણ સ્વીકાર્યું. "



# વિપ્લવપંથી સાહિત્ય

ઇ. સ. ૧૯૦૫ માં ભવાનીમંદિર નામની ચોપડી પ્રકટ થઈ જેમાં વિપ્લવપંથીઓના હેતુઓ અને ઉદ્દેશોનું વિવરણ હતું. એ ચોપડીમાં બહુ ચતુરાઈભરી રીતે કહેવાતા ભારતી રાષ્ટ્રવાદ Indian Nationalism ના દૃષ્ટિબિન્દુથી ધાર્મિક અને રાજદ્વારી ચર્ચા કરેલી હતી. શક્તિ અને ભવાની નામે કાલિકાનાં એમાં ગુણગાન હતાં અને રાજકીય સ્વતંત્રતા મેળવવાના રસ્તા તરીકે બળજબરીના સિદ્ધાંતનો ઉપદેશ કરેલો હતો. જાપાન ધર્મમાંથી મેળવેલી શક્તિને પરિણામેજ ફતેહ પામ્યું છે તથા હિન્દીવાનોને પણ વિજય જોઇતો હોય તો શક્તિનું—શક્તિદાતા ભવાનીનું શરણું લેવા માટે એમાં લખ્યું હતું. " ભવાની મંદિર " માં એમ પણ ભલામણ કરેલી કે સડી ગયેલાં શહેરોથી દૂર દૂર એકાન્તમાં શાંતિ અને પવિત્રતા પ્રવર્તે ત્યાં ભવાનીનું એક મન્દિર બાંધવું. રાજકીય ભક્તોનો એક પંથ સ્થાપવો, તેમને સંન્યાસી થવું હોય તો ભલે થાય યા નહિ.

પણ જ્યાં સુધી કામ પૂરું ન થાય ત્યાં સુધી બ્રહ્મચારી તો રહેવાનુંજ પછી સંસારમાં પડવું હોય તે પડે એ કામ શું તે ચોકખું નહોતું લખ્યું, પણ હતું તો સ્પષ્ટજ—કે પારકી ઝુંસરીમાંથી હિન્દને મુકત કરવો. સામાન્યતઃ રાજદ્વારી સંન્યાસીઓનું એક વ્યવસ્થિત મંડળ સ્થાપી વિપ્લવકાર્ય માટે તૈયારી કરવાની સૂચના હતી—જોકે માર-ફાડ કે ગુન્હો કરવા વિષે હજુ સુધી ચોકખી વાત લખી નહતી.

આવા ધાર્મિક મંડળનો આ મુખ્ય વિચાર ઇ સ ૧૭૭૪ ના સંન્યાસીઓના બળવા વિષેની બંકીમચન્દ્રની પ્રખ્યાત નવલ કથા આનન્દમઠ પરથી લેવામાં આવેલો.

બંગાળમાંની વિપ્લવમંડળીઓએ ભવાનીમંદિરમાં દર્શાવેલા નિયમો અને સિદ્ધાંતોમાં રૂશિયાના વિપ્લવકારીઓની મારફાડની ભાવનાનો ઉમેરો કર્યો. ભવાનીમંદિરમાં ધાર્મિક બાજુજ બતાવેલી પણ ખરેખર તો રૂશિયન નિયમો પાળવાના હતા. ૧૯૦૮ પછી સ્થપાયલી સમિતિઓએ ભવાની મંદિરમાં દર્શાવેલી ધાર્મિક ભાવનાને (માત્ર પ્રતિજ્ઞા—સોગંદ શિવાય) બંધ કરીને મારફાડ—ખૂન—ધાડની નીતિનોજ વિકાસ કર્યો.

જેમ જેમ એમની હિલચાલ પ્રસરતી ગઈ તેમ તેમ વિપ્લ-વાદીએ લશ્કરી તાલીમ મેળવવી જોઇએ એમ જરૂર લાગતી ગઈ અને ઇ. સ. ૧૯૦૭ના અકટોબર મહિનામાં અવિનાશચંદ્ર ભટ્ટા-ચાર્યકૃત "વર્તમાન રણનીતિ" પ્રગટ થઇ. (અવિનાશબાબુ માણિક-તોલા આગળથી પકડાયેલા અને ગુન્હેગાર ઠરી સાત વરસની સખત સજાને પાત્ર બનેલા) એ ચોપડીમાં હિન્દી રાષ્ટ્રનું સંગઠન કરવાની જરૂર જણાવવા ઉપરાંત સહેલાઇથી જુલમ ગુજારવાના

હેતુથી હિન્દીઓ પાસે હથિયાર છીનવી લેવા માટે ઈંગ્રેજો પર ગાળ વરસાવ્યા બાદ લશ્કરી વિષય ઝીણવટથી ચર્ચેલા હતા. તથા બોમ્બ બનાવવા વિષે પણ લખાણ હતું.આની નકલો માણિકતોલા કલકત્તા, સાવરકર ને ત્યાંથી નાશિકમાંથી અને લાહોર ભાઈ પરમાનંદના ઘરમાંથી જડતી લેતાં મળી આવેલી.

જુદી જુદી તપાસને પરિણામે બહુ વિવિધ પુસ્તકોનો રસમય સંગ્રહ હાથ લાગ્યો હતો :

Sanford: Nitro Explosives
Alfred Hutton:Swardsman
Eissler : Handbook of Modern Explosives
J.S Block: Modern weapons & Modern War.
મુક્તિ કોન પથે
Field Exercises
Rifle ,,
Military Engineering
Machinegun Training
વિગેરે વિગેરે

## જુગાન્તર

જુગાન્તર નામનું છાપું ઇ. સ. ૧૯૦૬ માં બહાર પડવા લાગ્યું અને જુન ૧૯૦૭ તથા જુન ૧૯૦૮ ના એક વરસના ગાળામાં એના છાપનાર તેમજ પ્રગટકર્તાની ઉપર પાંચપાંચ વાર

સરકારે કામ ચલાવ્યું. પણ એક માણસને પકડવાથી કંઈ વળતું નહિ. બીજો કામ કરનાર તેની જગાએ આવીને ગોઠવાઇ જતો. કાયદામાં પ્રેસ કે પેપરને જપ્ત કરી શકાય એવી જાતની કલમ નહોતી અને છાપું તો ધમધોકાર ચાલ્યું. એનું વેચાણ એટલું જબરૂં થતું કે જજ સાહેબે એક વાર કહેલું કે એ ખરીદવા માટે ભેગાં થતાં ટોળેટોળાંથી રસ્તાના વહેવારમાં પણ ખલેલ થતી. અને એ વાત સાચી હતી. જુગાંતર અને તેની શિખવણીથી ગામડાઓમાંના જુવાનિયાઓ પણ વિફર્યા હતા. ઈ. સ ૧ ०७ માં ७००० નકલનું વેચાણ થતું અને ૧૯૦૮ માં છાપાંના નવા કાયદા મુજબ તેને તેને બંધ પાડવામાં આવ્યું તે પૂર્વે એનો ફેલાવો તેનાથી પણ ઘણો વધારે હતો (૫૦૦૦૦ નકલ) ૨૬–૮–૧૯૦૭ના એના અંકમાં એક કહેવાતા પાગલ યોગી તરફથી આ પત્ર છપાયેલોઃ

તંત્રી સાહેબ–તમારા છાપાની હજારો નકલ બજારમાં વેચાય છે એમ સાંભળ્યું છે. પન્દર હજારજ વેચાતી હોય તો પણ ૬૦૦૦૦ માણસ વાંચે. મારે એક વાત કહેવાની છે તે સાઠહજાર માણસને કહેવાની લાલચ રોકાતી નથી તેથી કવખતે પણ લખી જણાવું છું. ...હું પાગલ છું. મારૂં ભેજું ચસકી ગયેલું છે અને તોફાન મચાવવાની મને ટેવ છે. જ્યારે બધી દિશામાં અશાંતિ ફેલાતી જોઉં છું ત્યારે મારા આનંદનો પાર રહેતો નથી, બધેથી લૂટફાટ વિષે સાંભળું છું અને મને લાગે છે કે ભવિષ્યના માવળા યુદ્ધ Guerilla war કરનારાઓ પૈસા લૂટી જાય છે કે શું ? જાણે ભાવી વિગ્રહ નાનકડી ધાડના સ્વરૂપમાં શરૂ થઇ ચૂકયો છે. ઓ લૂંટદેવી ! હું તારી ભકિત કરૂં છું, તું મને મદદ કરજે.

લોકોને ગમે એવી બહુ સરસ બેનમૂન જોરાવર શૈલીથી લખાતું સંધ્યા નામનું એક બીજું પત્ર પણ એ પક્ષનું બહુ લોકપ્રિય વાજીંત્ર હતું. એમાં તો જાહેરજ કર્યું:–

"અમને પૂરેપૂરી સ્વતંત્રતા જોઇએ છીએ. ફિરંગીની સ્હેજસાજ પણ સત્તા રહી હશે ત્યાં સુધી દેશ જાહોજલાલી ભોગવતો થવાનો નથી. સ્વદેશી, બોયકોટ એ બધું અર્થ વગરનું છે—જો તેના વડે સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવાનું બની ન શકે તો. ...... ફિરંગીઓએ ઉપકાર તરીકે બક્ષેલા હકકોનો અમે ઇન્કાર કરીશું —તેના પર થૂંકીશું અને અમે તો જાતેજ અમારી મુક્તિ મેળવી લઇશું."

અને જુગાન્તર, સ્વાધીન ભારત વિગેરે નામની જુદીજુદી સેંકડો હજારો પત્રિકાઓ વારંવાર નીકળ્યાજ કરતી અને ફેલાતી.

## મુક્તિ કોન પથે

એ, જુગાન્તરમાંથી ચૂંટી કાઢેલા લેખોનો સંગ્રહ હતો. એમાં નિખાલસપણે હિલચાલનાં જે જે અંગો અમલમાં મૂકાયેલા હતા તે વિષે માહિતી હતી. શરૂઆતમાં કોન્ગ્રેસના આદર્શોના સંકુચિતપણા તરફ એમાં તિરસ્કાર બતાવેલો હતો. ચાલતી હિલચાલમાં ભરતી થવા માંગતા નવા જુવાનિયાઓએ કેવું વલણ રાખવું તેની સાચી સમજ એમાં આપેલી હતી:

ચાલતા બનાવો વિષે દેશના આગેવાનો ફરમાવે તે મુજબ હમ્મેશ બધાએ કામકાજ યા ચળવળમાં ભાગ લેવો પણ જેની આખા દેશમાં અસર થાય અને જેનાથી બધે સ્વતંત્રતાની વાંછના

ફેલાય તેવા કામકાજમાં જોડાઇને તેમાં મોખરે કામ કરવા વિષે ખાસ ધ્યાન આપવું જોઇએ. ચાલુ દેશસ્થિતિમાં એવી બહુએ પ્રવૃત્તિઓ છે. અને ઇશ્વરકૃપાથી તેને લીધે બંગાળીઓમાં સ્વદેશ પ્રેમ અને સ્વતંત્રતા મેળવવા માટેનો દૃઢ નિશ્ચય જાગતાં જાયછે. પણ હૈયામાં સ્વતંત્રતાના આદર્શ વિષેનો પ્રેમ બરાબર કેળવ્યો ન હોય એવી દશામાં આ પ્રવૃત્તિમાં જોડાય તો તેથી જોઇએ તેવી શક્તિ અને કેળવણી પ્રાપ્ત નહિજ થાય. તેથી મંડળના મેમ્બરોએ મંડળનું ક્ષેત્ર વધારવા સારૂ જાન પણ કુરબાન કરવો જોઇએ. એટલુંજ નહિ, પણ આવી પ્રવૃત્તિઓ અને ચળવળો દ્વારા દેશને સદા જાગ્રત અને જુસ્સામાં રાખવાને ખુબ ખંતથી કામ કરવું જોઇએ.

પછી લખ્યું હતું કે યુરોપિયનોને ગોળીથી ઠાર કરવા માટે કંઈ ઝાઝા બળની જરૂર નથી. ખરો નિશ્ચય હોય તો હથિયાર મેળવવા એ મુશ્કેલ નથી અને કોઈ છૂપી જગાએ નવાં તૈયાર પણ કરી શકાય. હિન્દીવાનોને હથિયાર બનાવવાનો ઉદ્યોગ શીખવા પરદેશ પણ મોકલી શકાય. વળી હિન્દી સિપાઇઓની મદદ પણ મેળવી શકાય. તેમને દેશની દુર્દશા અને કફોડી હાલતનો ખ્યાલ આપવો જોઇએ એટલે થયું. શિવાજીની બહાદૂરીને સંભારવી ઘટે. જ્યાં સુધી બને ત્યાં સુધી તો ફંડ દ્વારા ખરચ માટે નાણાં મેળવવા અને પછી આગળ વધતાં જોરજુલમથી પણ પ્રજા પાસે પૈસો મેળવી લેવાં. પ્રજાનાજ સુખને માટે વિપ્લવ કરવાનો છે એટલે પ્રજા પાસેથી તેનો ખરચ લેવો એમાં જરાયે ખોટું નથી. ચોરી અને લૂંટફાટથી પ્રજાને નુકસાન થાય છે એટલું એમાં થાય છે, એ ખરૂં; પણ રાજદ્વારી ધાડપાડુઓ તો પ્રજાના સુખને માટે ધાડ પાડે છે. આથી મોટા

લાભ રૂપી પરિણામ લાવવા નાનું નુકસાન કરી દેવામાં પુણ્ય છે—પાપ નથી. એટલે માલદાર કંજુસો પાસે બળજબરીથી વિપ્લવવાદીઓ પૈસો મેળવે તો તે વાજબી અને યોગ્ય છે. ”

વળી “મુક્તિ કોને પથે” માં દેશી સિપાઇઓની મદદ મેળવવા સારૂ વાંચનારને યાચના કરી છે. “જોકે પોતાના પેટને કાજે, આ સિપાઇઓ રાજ કરનારી સરકારની નોકરી લે છે પણ તેઓ માંસરૂધિરના ઘડેલા માનવીઓજ છે. તેઓ વિચાર કરી શકેછે. આથી જયારે વિપ્લવપંથીઓ તેમને દેશના દુઃખો અને કફોડી હાલત સમજાવશે ત્યારે, યોગ્ય વખતે તેઓ આપણને આવી મળશે. આવી રીતે સિપાઇઓને સમજાવી શકાય એમ હોવાથીજ સરકાર બંગાળીઓને લશ્કરમાં દાખલ થવા દેતી નથી ...........કોઇ પરદેશી રાજ્યની મદદ મેળવવાથી છાનીછૂપી રીતે હથિઆરની મદદ પણ મળી શકશે.”

(સરકારના રાજદ્રોહપંચના અહેવાલમાંથી)



# અનુશીલન સમિતિ

(હાઈકોર્ટના નામદાર જજ સાહેબના શબ્દોમાં)

સમિતિની ગુપ્તતા જાળવવા માટે દરેક રીતના પ્રયત્ન કરવામાં આવતા. સમિતિના રહસ્ય વિષે સભાસદોથી આપસ આપસમાં પણ વાત થતી નહિ કે આગેવાનની રજા વગર કાગળ પત્ર લખી શકાતા નહિ. તેમજ આવતા પત્રો તેને બતાવવા પડતા. સભાસદોને પોતાનાં સગાંવ્હાલાંથી છૂટા થવું પડતું. તેમની બધી મિલ્કત પર સમિતિની માલેકી થતી.

સભાસદો ગુપ્તતા જાળવવા વિષે પ્રતિજ્ઞા લેતા તેમજ કઠણ લશ્કરી તાલીમ હેઠળ જીંદગી ગુજારતા. કાયદો અને વ્યવસ્થા બહુ સરસ જળવાતાં અને બધું કામકાજ સભાસદો જાતેજ કરી લેતા.

બીજી બધી સમિતિઓના મુખ્ય મથક તરીકે ઢાકાની સમિતિ ગણાતી અને તે સઘળી શાખાઓને નોંધતી તથા તે પર દેખરેખ રાખતી. તેમની ધારણા એવી હતી કે મંડળી તરફથી ગામડે

ગામડે નિરીક્ષકો મોકલી ત્યાંના રહેવાસીઓ, રસ્તા, તહેવાર, ઉપજ-નીપજ વિગેરે વિષે પુષ્કળ માહિતી ભેગી કરવી. તેઓ ગામડાના નકશા બનાવતા અને આ પ્રમાણે તેમણે ખૂબ આંકડાઓ મેળવ્યા હતા.

કાલિકામાતાની મૂર્તિ સમક્ષ સોગંદ લીધા બાદજ સભાસદ તરીકે કોઇને દાખલ કરતા અને તે શિવાય કોઈ ઘુસી જાય તો તેનો ઠાર કરવાનો રિવાજ રાખ્યો હતો.

એક આપખૂદ આગેવાનના હાથમાં બધી સત્તા આપી દીધા વિના સંપ રહી ન શકે એવી ભાવના તેમણે સચોટ કેળવી હતી.

અખાડાબાજી, કવાયદ તથા શારીરિક વિકાસ ઉપરાંત મંડળના હેતુઓની ચર્ચાઓ પણ વારંવાર પદ્ધતિસર કરવામાં આવતી.

—(૦)—

આવી અનુશીલન સમિતિઓમાંની મુખ્યના વ્યવસ્થાપક તરીકે શ્રી પુલિનબિહારી દાસે ખૂબ સરસ કામ કરેલું. તેઓ સાત વરસ સુધી આંદામાન ભોગવી આવી હાલ પાછા ફર્યા છે અને ભારત સેવક સંઘ નામની સંસ્થા કાઢી સુન્દર સામાજીક સેવા કરી રહ્યા છે.

એ સમિતિઓ ઈ. સ. ૧૯૦૮માં ગેરકાયદે ઠરાવવામાં આવી ત્યારથી તેમણે કાર્યની દિશા ફેરવી છે. જ્યારે તેઓનું બંધારણ સબળ હતું ત્યારે તેઓની શાખા બંગાળામાં ઠેરઠેર હતી અને સભાસદો તો આસામમાં કામ કરતા અને ઠેઠ પૂના, મધ્યપ્રાંતો પંજાબ વિગેરે સ્થળે પણ વસતા.



# રાસબિહારી બસુ

બાબુ રાસબિહારી બસુ અત્યારે જાપાનની રાજધાની ટોકિયોમાં રહે છે. એક જાપાની બાઈ સાથે એણે લગ્ન કર્યું છે. એટલે દૂર રહીને પણ પોતાના દેશને માટે જે બની શકે તે કર્યા કરે છે અને એશિયાટિક રિવ્યુ નામના બહુ સરસ રીતે ચાલતા માસિકમાં વારંવાર એના લેખો જોવામાં આવે છે.

એને જાપાનમાં કેમ રહેવું પડે છે વારુ ? હિન્દમાં એને માટે સ્થાન નથી.

જુવાનીમાં સત્તાવનના બળવા વિષેની શરતચન્દ્ર નામની વાર્તા અને બંકીમબાબુની આનંદમઠ વાંચીને સ્વતંત્રતાનો જુસ્સો એની નસેનસમાં ઉભરાયો અને એણે તો સિપાઇ બનવાની ઉમેદથી લશ્કરમાં અરજીઓ કરવા માંડી. બ્રિટીશમાં ના પાડી, પોંડીચરીમાં ફ્રાન્સના મુલકમાં પણ જગા ન મળી. કારકુનની નોકરી નછુટકે

કરવી પડતી પણ મન ન માનતું. દેશી રાજ્યમાં સિપાઇ તરીકે જવા ભારે પ્રયત્ન કર્યો પણ તેમાંયે કંઇ વળ્યું નહિ.

આખરે કસાવલીમાં એણે એક નોકરી લીધી અને ગુરખા સિપાઇઓમાં બળવાના વિચારો ફેલાવવા માંડયાં. તે પછી દહેરાદૂનમાં પણ એજ કામ કર્યું. એટલામાં દિલ્હી કાવતરાં કેસ ચાલૂ થયો તે પરથી માલમ પડયું કે રાસબિહારીએ પંજાબી જુવાનોમાં પણ વિપ્લવનો જુસ્સો ખૂબ ફેલાવ્યો હતો. પોતે બંગાળામાં દીક્ષા લીધેલી અને પંજાબમાં તે પંથનો ભારે પ્રચાર કરેલો. જો પકડાત તો એને ફાંસીએજ લટકાવત પણ પોતાને સારે નસીબે એ ચન્દ્રનગરજ જતા રહેલા. રાજદ્રોહ કમિટીના રિપોર્ટમાં લખ્યું છે, કે બંગાળાનો એક હિન્દુ રાસ બિહારી બસુ દહેરાદુનમાંના જંગલની શોધખોળ ખાતામાં કારકુન હતો. ઉત્તર હિન્દુસ્તાનના વતની અને હરદયાળના ચેલા દીનનાથનો તથા આબાદબિહારી અને બાલ મુકુન્દ નામના બીજા બે જુવાનિયાઓનો આ રાસબિહારી ગુરૂ બન્યો. અને ત્રણેયે મળી બોમ્બ ફેંકવાની તેમજ રાજદ્રોહી સાહિત્યનો પ્રચાર કરવાની વ્યવસ્થા કરી. પોતાના જુવાન નોકર વસંતકુમાર વિશ્વાસને પણ એણે ગુપ્તમંડળમાં દાખલ કર્યો.

દિલ્હી કાવતરાં કેસમાં મળી આવેલી સાબિતીઓ પરથી ભારે શક જાય છે કે એ કરપીણ કૃત્ય આ લોકોએજ મચાવેલું અને એ વાત તો નક્કીજ છે કે લોર્ડ હારડીંજના પરના ખૂની હૂમલાની પ્રશંસાના વિષયની એક પત્રિકા અને બીજુ ભારે ઉશ્કેરણી ભર્યું સાહિત્ય વિદ્યાર્થીઓમાં તેમણે ફેલાવેલું. વળી એમની પ્રવૃત્તિને અંગે કેટલાક યુરોપિયનોને ઇજા કરવાની કે તેમનું મોત

આણવાની ઇચ્છાથી વસંતે એક બોમ્બ તા. ૧૭-૫-૧૩ને રોજે લાહોર શહેરમાં આવેલા લોરેન્સ બાગ આગળના એક રસ્તા પર ગોઠવેલો એ વાત ચોકસ ઠરી છે. એ બોમ્બથી બીજું તો કોઇ ન ઘવાયું, પણ રાતના સાઇકલ પર પસાર થતાં એક બાપડો હિન્દી ચપરાશી મરાયો. દીનાનાથ તો સરકાર તરફ ફરી બેઠો. કેમ્બ્રીજ મીશન હાઇસ્કુલ (દિલ્હી) ના એક શિક્ષક અમીચંદ, આબાદબિહારી, બાળમુકુન્દ અને વસંતને ફાંસીની સજા થઇ પણ રાસબિહારી ભાગી છૂટ્યો.

ઇ. સ. ૧૯૧૪ની શરૂઆતમાં કાશી આવીને રાસબિહારીએ બ્રિટીશોને કાઢી મૂકવાની પોતાની ચળવળ પાછી શરૂ કરી. ત્યાં સુધી ત્યાં પાછળથી કાશી કાવતરાં કેસમાં પકડાઇને જીંદગીભારની દેશનિકાલ પામનાર શચીન્દ્ર સાન્યાલ કામ કરતો. રૂ. ૭૫૦૦ નું ઇનામ રાસબિહારીને પકડે તેને આપવાનું જાહેર કર્યું હતું અને એની છબીનો ખૂબ પ્રચાર કર્યો હતો; એટલું છતાં પોલિસની બિલકુલ અજાણમાં તે લગભગ એક વરસ સુધી કાશીમાં રહી શકયો!

એ બંગાળીતોલામાં રહેતો અને રાતનાજ બહાર નીકળતો. શચીન્દ્રના મંડળના માણસો તેને વારંવાર મળતાં અને એક વાર તો બોમ્બ તથા બંદુકબાજીનું પ્રદર્શન પણ એમણે કરેલું. પણ એવી રીતેજ તા ૧૮-૧૧-૧૪ને દિવસે શચીન્દ્ર અને રાસબિહારી પોતાનાજ બોમ્બથી સ્હેજ ઘવાયા.

વિષ્ણુ ગણેશ પિંગળે નામનો પૂનાનો એક બોમ્બવાદી તેમને આવીને વારંવાર મળતો. સંન્યાસી વેશે આખા દેશમાં ફર્યા બાદ પિંગળેએ અમેરિકા જઇ ઇંજનેરીનું જ્ઞાન મેળવ્યું હતું. અમેરિકામાં

હરદયાળે શરૂ કરેલી ધદર ચળવળમાં જોડાયલા કેટલાક શીખો સાથે એ ઇ.સ. ૧૯૧૪ના નવેમ્બર મહિનામાંજ પાછો ફર્યો. એણે કહ્યું કે બળવા માટે ૪૦૦૦ માણસો અમેરિકાથી આવેલાં છે; અને બળવો જાગે ત્યારે આવવાની રાહ જોતા ૨૦૦૦૦ ત્યાં તૈયાર છે. વળી કલકત્તામાં ૧૫૦૦૦ બળવાખોરો તૈયાર છે. પંજાબમાં શું થઈ શકે એમ છે તે જોવા શચીન્દ્રને રાસબિહારીએ ત્યાં મોકલ્યો. શચીન્દ્રે પોતાનું કામ અચ્છું બજાવ્યું. ત્યાંના ધદરવાદીઓને બોમ્બ બનાવતાં શીખવું હતું. એ વાત બની શકશે તે વિષે અને બંગાળાની મદદ માટે એણે તેમને પૂરતી રીતે માહિતગાર બનાવ્યા.

૧૯૧૫ના જાનેવારી મહિનામાં પિંગળે સાથે શચીન્દ્ર કાશી આવ્યો. રાસબિહારીએ પોતાનું રહેઠાણ બદલેલું હતું. તેમણે એક આપસઆપસની બેઠક કરી. અને બળવાની તૈયારી ચાલે છે તથા દેશને માટે જાન કુરબાન કરવા સઘળાએ તૈયાર રહેવું એમ જાહેર કર્યું. અલ્લાહાબાદમાં દામોદરસ્વરૂપ નામના પંતુજીએ આગેવાની કરવાની હતી. રાસબિહારી, શચીન્દ્ર અને પીંગળે તો લાહોર જવાના હતા. બંગાળેથી હથિયાર અને બોમ્બ લાવવા સારૂ બે માણસોની નીમણુંક કરી હતી; અને બીજા બે ( તેમાંનો એક વિનાયકરાવ કપિલે નામનો મરાઠો હતો ) એ એ વસ્તુઓ પંજાબમાં લઈ જવાની હતી. વિભૂતિ અને પ્રિયનાથને કાશીની લશ્કરી ટુકડીઓને ઉશ્કેરવાનું સોંપ્યું હતું અને મધ્યપ્રાંતોમાં જબલપૂરમાં એજ કામ નલિનીને કરવાનું હતું.

બધી યોજનાઓ ધમધોકાર ચાલી. રાસબિહારી અને શચીન્દ્ર લાહોર અને દિલ્હી ગયા. પણ કાશીમાં આગેવાની લેવાને શચીન્દ્ર તરતજ પાછો ફર્યો. ૧૮ બોમ્બના મસાલાથી ભરેલું એક પાર્સલ લઇ

મણીલાલ ( એ પાછળથી સરકારપક્ષમાં ભળેલો) અને વિનાયક કપીલે કાશીથી લાહોર તા. ૧૪-૨-૧૫ને દિવસે ગયા. કંઇ છેડછાડથી પાર્સલનો ધડાકો ન થાય એટલા ખાતર અને આગગાડીમાં ભીડ હતી એટલે લખનૌથી તેઓ ઇન્ટર કલાસમાં બેઠા. વધારાનું ભાડું આપી દીધું, કારણ તેમની પાસે ત્રીજા વર્ગનીજ ટિકીટો હતી. લાહોર આવ્યા એટલે રાસબિહારીએ ખબર આપી કે, તા. ૨૧-મીએ એક સામટો બળવો ઉઠાવવાનું નક્કી થયું છે. આ ખબર કાશી પણ પહોંચાડી. પણ લાહોરવાળાઓને શક પડ્યો કે તેમનામાં કોઈ જાસૂસ ભરાઈ બેઠો છે અને તે સરકારમાં ખબર પહોંચાડે છે એટલે તારીખ ફેરવવી પડી. કાશીવાળાઓને ખબર ન પડી એટલે તેમણે તો તા૦ ૨૧મીએ તૈયાર રહીને બળ-વાની રાહ જોઈ. દરમિયાન લાહોરમાં તો બાજી ફૂટી ગઈ અને કેટલાને પકડી પણ લેવામાં આવ્યા. રાસબિહારી અને પિંગળે કાશી ભાગી આવ્યા. પિંગળે બોમ્બ લઇ મીરત ગયો. અડધી ટુકડી ઉરાડી મૂકાય એટલા દશ બોમ્બ સાથે લશ્કરી છાવણી આગળથી તા. ૨૩-૩-૧૫ને દિવસે એને પકડ્યો, અને મોતની સજા કરી.

પોતાના બનારસી ચેલાઓને રામરામ કરી રાસબિહારી નાઠો.

"હું પર્વતોમાં જાઉંછું, અને બે વરસે પાછો ફરીશ. તમે આપણા સાહિત્યનો ફેલાવો શચીન્દ્ર અને નગેન્દ્રદત્ત (ઉર્ફે ગિરિજાબાબુ) ની સૂચના મુજબ કર્યા કરજો." આ ગિરિજાબાબુ ઢાકા અનુશીલન સમિતિનો સભ્ય હતો. અને જર્મનીના કાવતરાંમાં એણે ભાગ લીધો હશે એમ સીંગાપોરથી પકડાએલા અવની મુકરજીની નોંધપોથી પરથી માલમ પડે છે. હિન્દસંરક્ષણ કાયદા મુજબ ગિરિ-

જા, શચીન્દ્ર વિગેરેને પકડી પકડીને સજા કરવામાં આવી તે વેળા આ બધી બાબતો બહાર આવી.

૧૯૧૪ના ડીસેમ્બરમાં પિંગળે પંજાબ આવ્યો ત્યારે સરકારી ત્રિજોરી લૂંટવાની. લશ્કર ફોડવાની, ક્રાન્તિ જાહેર કરવાની લૂંટ ધાડ થી પૈસા મેળવવાની વિગેરે બાબતોની ચર્ચા થઈ હતી. રાસબિહારી પણ અમૃતસર આવીને કામ કરતો હતો. એકવીસમી ફેબ્રુઆરી એ સ્વતંત્રતા જાહેર કરવાની હતી. ગામડીયાઓના મંડળો બનાવ્યાં. હથિયારો ભેગાં કર્યા. વાવટાઓ બનાવ્યા. યુદ્ધનું જાહેરનામું તૈયાર કર્યું. રેલવે અને તારનો નાશ કરવાનાં ઓજાર તૈયાર રાખ્યાં. પણ એટલામાં પૈસાની જરૂરને લીધે કેટલીક ધાડ પાડી એટલે કામ ફસાઇ ગયું. એક જાસૂસે સરકારને બધી બાતમી પહોંચાડી. રાસબિહારીના ઘર પર પોલિસની ધાડ આવી અને ત્યાંથી પુષ્કળ મુદ્દામાલ, (જેવોકે બંદુક, બોમ્બ, વાવટા વિગેરે) મળી આવ્યો. કેટલાક પકડાયા, પણ રાસબિહારી અને પિંગળે નાઠા.

૧૯૧૫ના અકટોબરમાં શાંઘાઇ મ્યુ૦ પોલિસે ની–અલ–સેન નામના જર્મનની સૂચના મુજબ પાટીયાંઓના બંડલમાં છૂપાવીને ૧૨૯ પિસ્તોલ અને બીજો પુષ્કળ દારૂગોળો કલકત્તે પહોંચાડવાના કામસર રોકાયલા બે ચીનાઓને પકડયા. આ વસ્તુઓ તેમણે અમરેન્દ્ર ચેટરજી, શ્રમજીવી સમવાય, કલકત્તા. એ શરનામે પહોંચાડવાની હતી. ૩૨ યાંગત્સેપુ રોડમાં ની–અલ–સેનનો મુકામ હતો. આ ચીનાઓની તપાસમાં તે માલમ પડયું. આજ શરનામું સિંગાપોરમાં પકડાયલા, જાપાન તરફ દૂત તરીકે ગયેલા અવનીની પાસેથી પણ મળી આવેલું. રાસબિહારી ની–અલ–સેનના ઘરમાં

રહેતો એટલે કદાચ તેનો પણ આ કાવતરાંમાં ભાગ તો હશેજ.

* * *

થોડાજ વખત પર રાસબિહારી બાબુએ મહાત્મા ગાંધીજી પર જાપાનથી એક પત્ર લખ્યો હતો. આ પત્રમાં પોતાના અભિપ્રાય મુજબ તેમણે એવી સૂચના કરી હતી કે " બ્રિટનના સામ્રાજ્ય ના અંગ તરીકે હિન્દ સ્વરાજ્ય ભોગવે એ વિચાર મને અર્થહીન લાગેછે. જો બ્રિટનના સામ્રાજ્યમાં રહેવું હોય તો હિન્દુસ્તાને ગુલામગીરીનોજ સ્વીકાર કરી લેવો. અને નહિતો તદ્દનજ સ્વતંત્ર સ્વરાજ્ય મેળવવા માટેજ પોતાની ચળવળ ચાલી રહેલી છે એમ નિખાલસ પણે જાહેર કરવું." તા. ૨૧–૯–૨૨

આ પરથી માલમ પડશે કે સ્વતંત્રતાની જે ધગશ એક વાર એમના અંતરમાં સળગી છે તો કદિયે બુઝાશે નહિ. અને માતૃભૂમિની સ્વતંત્રતા માટે પોતે કરેલા પ્રયત્નોથી કંઇ ન વળ્યું હોય તેથી કંઈ તેમની અંતરની લાલસા ઓછી થઇ નથી. એમના મતમતાંતર માટે ગમે તે મતભેદ હોઈ શકે પણ એમના સ્વાતંત્ર્યપ્રેમને તો સૌ કોઈ વન્દન કરશેજ.



# બંગજાગૃતિ

વિક્રમની ઓગણીસમી સદીના આખરી વરસોમાં દુનિયાની તવારીખમાં નોંધવા લાયક કેટલાક બહુ અગત્યના બનાવો બન્યા. ઇ, સ. ૧૮૯૬ની સાલમાં ઇટાલિના લશ્કરોએ આબિસિનિયાને હાથે જબરદસ્ત શિકસ્ત ખાધી. એશિયાના–કાળા લોકો પર હકૂમત અને અત્યાચાર કરવાનો પોતાને જન્મસિદ્ધ હક હોવાનો દાવો કરનાર યૂરોપીય પ્રજાની મહત્વાકાંક્ષા પર જખમ થયો. જાપાન અને રૂશિયા વચ્ચે જે મહાયુદ્ધ જામ્યું તેમાં એશિયાવાસી એક પ્રજાએ યૂરોપના ગોરાં સૈન્ય–નાવિક કાફલાને મહાત કર્યો. જગતના ઇતિહાસમાં ન બનેલું બન્યું. કાળી પ્રજાનો ગોરી પ્રજા પર વિજય !

એશિયાની પુરાણી પ્રજાઓમાં આથી સળવળાટ જાગ્યો. પોતાનાં પ્રાચીન જાહોજલાલી અને ગૌરવ ભૂલતાં રાષ્ટ્રોમાં આને પ્રતાપે આત્મશ્રદ્ધાની જ્યોત જાગી. યૂરોપની ઝૂંસરી હેઠળ કચડાતાં રાષ્ટ્રોમાં ધીમેધીમે પ્રાણસંચાર થવા લાગ્યો. પોતાની શકિત વિષેનો-

પોતાના આત્મબળ વિષેનો ધીમે ધીમે ભૂલાતો ભરોસો પુનઃ પ્રદીપ્ત થવા લાગ્યો.

હિંદુસ્તાનમાં પણ એશિયાની સર્વ સામાન્ય જાગૃતિની અસર જણાયા વિના ન રહી. સવાસો વરસની ગુલામીને પરિણામે દેશમાં ભૂખમરો વધ્યો જતો હતો. દુકાળોની નવાઈ રહી ન હતી. કાપડના પુરાણા આબાદાન ઉદ્યોગના મૂળમાં કુહાડો પડી ચૂકયો હતો. રંગનો ઉદ્યોગ છેલ્લાં ડચકીયાં ખાઇ રહ્યો હતો.

ઈ. સ. ૧૮૫૮ માં મહારાણીના ઢંઢેરામાં જે બણગાં ફુંકવામાં આવ્યા હતા તે મુજબ નોકરશાહી જરાયે વર્તન કરતી ન હતી. પ્રજાના વિચારો આગળ વધતા જતા હતા પણ તેનો પડઘો સરકારના–રાજતંત્રમાં પડતો ન હતો. ન્યાય તોળવામાં કોમી ભેદભાવ પુષ્કળ રાખવામાં આવતો. ખૂનના આરોપીઓ પણ ગોરી ચામડીને લીધે છૂટી જતા. ગળીના અને ચ્હાના ગોરા વેપારી વેપાઓના સંખ્યાબંધ મુકદ્દમાઓમાં આવો અન્યાય પ્રજાની નજરે ચઢેલો. હિન્દુ મુસલ્માન વચ્ચે ભેદ પાડીને અમલ ચલાવવાની નીતિ પણ ખુલ્લી પડી ગઈ હતી. હિન્દુસ્તાનને ભોગે બ્રિટિશ વેપારને વધારવાના સરકારના હેતુઓ સ્પષ્ટ સમજાઈ ગયા હતા.

પરદેશી પદ્ધતિનું શિક્ષણ દાખલ થવાથી પાશ્ચાત્ય સંસ્કૃતિનો પાસ લાગતો જતો હતો. જરૂરિયાતો વધી હતી. પણ પ્રજાનું આર્થિક સત્વ તો હુન્નર ઉદ્યોગ પડી ભાંગવાને લીધે ચૂસાતું હતું. બંગાળામાં શિક્ષણ ખૂબ વ્યાપક થયું હતું પણ તેને પરિણામે અસંતોષની વૃત્તિ ધર કરવા લાગી હતી. ઇંગ્રેજ સરકારનું નગ્ન સ્વરૂપ ઉઘાડું પડતું જતું હતું. બંકીમચન્દ્રની નવલકથા આનન્દ-

મકે બંગાળી સાહિત્યમાં એક નવુંજ પાનું ઉઘાડી રાષ્ટ્રીય નવચેતન સ્ફુરાવ્યું હતું. માઇકલ મધુસુદન દત્તના મેઘનાદવધ મહાકાવ્યે બંગાળીઓની ગૌરવભાવનાને પ્રદીપ્ત કરી હતી. નવયુગનાં કિરણો એક પછી એક ફૂટતાં જતાં હોય તેમ કોંગ્રેસ–મહાસભાની સ્થાપના પણ થઇ હતી. બીજી બાજુ મહારાષ્ટ્રમાં તિલક મહારાજનો ટંકાર ગાજી રહ્યો હતો અને તેની અસર લાંબે સુધી પહોંચ્યા વિના રહી નહિ. રામમોહનરાય, કેશવચન્દ્ર સેન આદિના ધાર્મિક જાગ્રતિ આણવાના પ્રયત્નોને લીધે બંગાળા વધારે ને વધારે સંગઠિત બનતું જતું હતું. બંકીમચન્દ્રે સાહિત્યનો ધોધમાર બંગાળામાં વરસાવેલો તેમાં જે ધાર્મિક વિચારો અને સ્વદેશસેવાના તત્વનું નિરૂપણ હતુ તે એવી નવી શૈલીથી ઘટાવેલું હતું કે તેને લીધે બુદ્ધિ અને હૃદય બંન્ને પર અસર થતી. ભાવવશ, Emotional બંગાળી પ્રજા નૂતન ભાવનાથી તરબોળ થતી હતી. પાશ્ચાત્ય કેળવણીમાંથી સ્વતંત્રતાનો જુસ્સો તો પેદા થયા વિના નહોતોજ રહ્યો. કેળવણીનું ક્ષેત્ર વધતું જતું હતું અને સાહિત્યનો ફાલ પણ વિપુલ બનવાને પરિણામે ઉન્નત વિચારો નો પ્રચાર વેગવંતો બન્યો હતો. જાગ્રતિમાં નવું ચેતન સ્ફુરાવવાની જાણે ઇશ્વરનીજ ઇચ્છા હોય તેમ બંગભંગનો ધડાકો ફૂટયો.

## બંગભંગ.

બંગાળી પ્રજાનું સંગઠન વિશેષ અને વિશેષ મજબૂત થતું જોઇને લોર્ડ કર્ઝનને બ્હીક લાગી. રાજકારભાર વધારે સરળ રીતે ચાલે, વધારે સરસ બને એવા બહાના હેઠળ અને પ્રજાના જુદા

જુદા વર્ગે ને સ્વતંત્ર રીતે વિચાર કરવાની સગવડ કરી આપવાને મિષે લોર્ડ કર્ઝને બંગાળાના બે ભાગલા પાડ્યા. હિન્દુ મુસલ્માન વચ્ચે બેદિલી પેદા કરવાનો, એક ભાષા બોલતી પ્રજાને બે વિભાગમાં વહેંચી નાંખી તેની એકસંપી ઢીલી કરી નાંખવાનો અને બંગાળામાં જે નવયુગ ફેલાતો જતો હતો તેના પર કાબૂ મૂકવાનો એમાં હેતુ હતો. બંગાળાની આબાદાનીને ધોકો પહોંચે, અને તેનો ધંધો રોજગાર પાયમાલ થાય એમ પણ હતુંજ. બંગભંગ વિષેનો ખ્યાલ સ્વર્ગસ્થ નામદાર ગોખલેએ ઇ. સ. ૧૯૦૫માં મળેલી મહાસભાના પ્રમુખપદેથી સરસ આપ્યો છેઃ

ગૃહસ્થો, અત્યારે આપણા સઘળાના હૃદયમાં જે સવાલ ખૂબ ઘૂમી રહ્યો છે તે બંગભંગનો છે. બંગાળી પ્રજાના ઉપર એક ઘણો ભારે વાર કરવામાં આવ્યો છે અને ભૂતકાળ કદિ નહિ થયેલો એવો ખળભળાટ આખા દેશમાં વ્યાપી ગયો છે. સરકારના કોઈ પણ કાર્ય સામે આટલો બધો પ્રજાવિરોધ ન હતો. અને નોકરશાહીના ખરાબમાં ખરાબ લક્ષણોના જવલન્ત દાખલા રૂપે સરકારે પ્રજામતને ઠોકરે મારી પસાર કરેલી આ યોજના ચિરકાળ ટકશે. નોકરશાહીનો અનંત, અચૂક ડહાપણનો ડોળ, પ્રજાની લાગણીને અવગણવાની –લાત મારવાની તેની ઉત્સુકતા, ન્યાયની ડીંગો, અને પ્રજાને ભોગે સરકારના સ્વાર્થ જાળવવાની તેની વૃત્તિ—એ સર્વ સ્પષ્ટ રીતે ઉઘાડાં પડેછે. લોર્ડ કર્ઝન કે એના સાથીદારો એમ નહિ કહી શકે કે પ્રજામતની તીક્ષ્ણતા તેમને માલમ નહોતી. ભંગાણની યોજના વિષે જરાતરા ખબર પડતાંજ લગભગ પાંચસો સભાઓ મળી ચૂકી છે અને પ્રાંતનો એકે ભાગ એવો નથી જેણે પોતાનો પોકાર

ન ઉડાવ્યો હોય. એક સંગઠિત, સંપીલા, અને એકજ પ્રજાથી વસાયલા પ્રાંત–જેની ઉપર પ્રજાનો ભક્તિભાવ અમાપ છે–તેને તોડી નાંખવાની આ યોજના વિરૂદ્ધ વાઇસ રોયને મેમોરિયલો મોકલ્યાં. હિન્દી વજીરને આજીજીઓ કરી. ૬૦ હજાર માણુસની સહીની એક અરજી દિવાનેઆમને પણ મોકલી કે તે પોતાની સત્તા વાપરી પ્રજામતને લાત પડતી અટકાવે. આપણા મમતાળુ મિત્ર મિ૦ હરબર્ટ રોબર્ટસે ચર્ચા પણ ઉઠાવી. પણ કશું વળ્યું નહિ. વાઇસરોયે તો પોતાનો ધુરંધર નિશ્ચય કરી નાંખ્યો હતો. એના સાથીદારોએ તેમાં ટાપશી પૂરેલી. લોકોને વળી શામાટે કંઇ અભિપ્રાય હોવો જોઇએ ? અધૂરામાં પૂરૂં લોર્ડ કરઝન તો કહે છે કે એ વિરોધ તો બનાવટી છે ! જે સિદ્ધાંત દર્શાવવામાં નાના મોટા, ગરીબ તવંગર, હિન્દુ મુસલમાન દરેક જાત અને વર્ગના હિન્દીવાનો ભેગા મળ્યા હોય, જેમાં અનહદ તીક્ષ્ણતા, અને ધગશભર્યાં હોય અને જેની વ્યાપકતા અભૂતપૂર્વ હોય, તેને એ બનાવટી કહેછે ! અને એટલું યાદ રાખશો કે કરઝન સાહેબે આમ કહ્યું ત્યારે પ્રજામાંના એક પણ માણુસે એની યોજનાની તરફદારી કરેલી નહતી. સર ગુરૂદાસ બેનરજી, સર જોતીન્દ્રમોહન ટાગોર, રાજા પ્યારીમોહન મુકરજી, ડા૦ રાસબિહારી, અરે, માઇમનસીંગ અને કાસીમબજારના મહારાજાઓ સુદ્ધાં—એની વિરૂદ્ધ છે. આવા માણસો જેઓ દરેક જાતની રાજકીય ચળવળથી દૂર રહે છે અને સરકારને કદિ પણ ગૂંચવાડામાં મૂકતા નથી તેમણે પણ જાહેર રીતે આ ભયંકર આફત તૂટી પડતી અટકાવવા લખાણ કર્યાંછે. આવા માણસોના મતનેયે ઠોકર મારવાની હોય, હિન્દીવાનોને મુંગા ઢોરાં પેઠેજ ગણવાના

હોય, અને કોઇ પણ દેશ જેને પોતાના ગૌરવ રૂપ લેખે તેવી વ્યક્તિઓનું પણ ઘોર અપમાન કરવાનું હોય—તો તો ખરે આ નોકરશાહી સાથે સહકાર કરવો શક્યજ નથી એમજ મારે કહેવું પડેછે. સો વરસના રાજ્ય પછી આવું બને એ ખરેજ બ્રિટીશ રાજ્યને મોટા કલંક રૂપ છે.

બંગભંગને લગતા સઘળા સરકારી કાગળો હું વાંચી ગયો છું. તેમાં ત્રણ વસ્તુ ખાસ આગળ તરી આવેછેઃ ગમે તે ભોગે બંગાળના ભાગલા કરવા, બંગાળને ભોગે આસામની ઉન્નતિ કરવી અને સનદી નોકરોનાં લાભ અને સગવડ સાચવવાજ. સનદી નોકરોને નહિ ગમે એવા બહાના હેઠળ કેટલીયે યોજના રદ કરી પછી તેમને ખાસ રૂચે એવી આ ગોઠવણ કરવામાં આવી છે, મોટા મોટા પગારની નવી નોકરીઓ ઉભી થઇ છે. * * * સરકાર ગમે તે બહાનાં બતાવે છે પણ એની ખરી વૃત્તિ શું છે તે એના પોતાનાજ શબ્દોમાંઃ "માત્ર એકજ ઠેકાણે થોડાકજ માણસો જાહેર મત કેળવે અને તેજ બધે ઠેકાણે ફેલાય, એથી કોઇ પણ દેશ અથવા પ્રજાને લાભ થઇ શકે નહિ. બીજા મત દબાઇ જાય અને ફેલાઇ શકે નહિ. એટલે દરેક દષ્ટિબિન્દુથી, જુદાજુદા સ્વતંત્ર મતવાળા કેન્દ્રો ઉભા થાય તેવી તજવીજ કરવી ( ઉર્ફે બેદિલી ફેલાવવી —એકસંપી ટાળવી—) સ્થાનિક આદર્શો, સ્થાનિક મતમતાંતરો, ઉભા થાય અને બંગાળાની વધતી જતી બુધ્ધિશક્તિને એક જાતની સંકુચિત અફળ એકતામાં ઘેરી રાખવાથી તેના પર જે અંકુશ મૂકાય તે દુર કરવો એ ઇચ્છવાલાયક લાગેછે."

આનો સીધો સાદો અર્થ એજ સમજવાનો કે બંગાળામાં

જે એકસંપી વધતી જાય છે, રાષ્ટ્રીય ચેતન વધતું જાય છે તેને દાબી દઈ, રાષ્ટ્રીય સંગઠન માટેની તેમની સહકારભાવનાને ઢીલી પાડવાના હેતુથી અને કલકત્તાની રાજકીય મહત્તા ઓછી કરી નાંખવાના મુદ્દાથીજ બંગાળના ભાગલા કર્યા છે. કોણ હવે એમ કહેશેકે રાજકીય દમનનીતિ નહિ પણ રાજતંત્રની સરળતા સાધવા માટે બંગાળાના બે ભાગ કર્યા છે ?"

જ્યારે જ્યારે અધર્મની પરાકાષ્ઠા થાય છે ત્યારે ત્યારે એક પ્રત્યાઘાત તરીકે આપભોગની વૃત્તિ અને કુરબાનીની ભાવના ઉછાળો માર્યો શિવાય રહેતી નથી. બંગભંગથી લોર્ડ કર્ઝનને જે પરિણામ ધારેલું તેથી ઉલટુંજ નીપજ્યું. સારા દેશમાં જાગૃતિ વ્યાપી ગઇ. છાપાંઓમાં સરકાર પર ખૂબ પ્રહાર થવા માંડયા. લોકોની લાગણી ખૂબ ઉશ્કેરાઈ. અને સ્વતંત્રતા મેળવવાની ઇચ્છાને વેગ મળ્યો. સર વેલેન્ટીન શિરોલે પોતાના ઇન્ડીયન અનરેસ્ટ નામના પુસ્તકમાં છાપાંઓના જે ઉતારા આપ્યા છે તે વાંચીએ ત્યારે તે વખતની લાગણીનો ખ્યાલ આવે છે.

પણ નોકરશાહીએ તો પ્રજામતને બિલ્કુલ માન ન આપવાનોજ નિશ્ચય કરેલો દેખાયો. જુવાન વર્ગને લાગ્યું કે આ પત્થર હૃદયની સરકાર કદિ પીગળે એમ નથી. કાયદેસરની કોઇ પણ ચળવળથી આ સરકાર નમ્યું આપશે એમ લાગ્યું નહિ. નેશનાલિટી અને એમ્પાયર નામના પુસ્તકમાં બિપિનચન્દ્ર પાલ લખેછેઃ

લોર્ડ કર્ઝનના કાર્યો અને એણે નિખાલસ દિલે કરેલાં ભાષણોથી પ્રજાની આશાઓ બધી મરી ગઇ. એણે લોકોને ચોકખું કહ્યું કે જ્યાં સુધી બ્રિટિશ સરકાર હિન્દમાં રહેશે ત્યાં સુધી બધી

સત્તા તેનીજ રહેશે–લોકોને તો ગુલામજ રહેવાનું. રાજતંત્રમાંની બધી મોટી જગાઓ પરદેશીઓનેજ મળશે. હિન્દીવાનોને નહિ. સ્વરાજ નહિ, પણ માત્ર સારૂં રાજ સ્થાપવા સારૂજ બ્રિટિશ સરકાર પ્રયત્ન કરશે. લોર્ડ મોરલીએ પણ તેને ટેકો આપ્યો. ક્રૂર, નગ્ન સત્ય ઉઘાડું પડ્યું. જુવાન વર્ગનાં સુનેરી સ્વપ્નાં રસાતાળ ગયાં. બધીયે આટલી રાજદ્વારી ચળવળો અને કાયદેસરની હિલચાલો નકામી જેવી દેખાઈ. ખાતરી થઇ ગઇ કે હિન્દુસ્તાન અને બ્રિટનના સ્વાર્થો સામસામા રહેલા છે અને આ ખાતરી થતાંજ જૂના અસંતોષને ઠેકાણે નવી અશાંતિ પેદા થઈ.

ઇ. સ. ૧૯૦૫ની સોળમી ઓકટોબરે સરકારે બંગાળના ભાગલા સત્તાવાર રીતે જાહેર કર્યા. બંગાળીઓ નિરાશ ન થતાં વધારે ઉત્સાહિત બન્યા. પરદેશી કાપડને દેશમાંથી હાંકી કાઢવાનો સવાલ દેશ આગળ મૂકાઈ તો ચૂક્યોજ હતો અને હવે તે ઠેરઠેર ગંભીર રીતે અમલમાં મૂકવાની ચર્ચા થવા લાગી. શ્રી કૃષ્ણકુમાર મિત્રે ખુલ્લા શબ્દોમાં બ્રિટિશ માલના બોયકોટ વિષે પોતાના છાપાંમાં ( સંજીવની ) લખ્યું. બંગાળાના લગભગ બાર લોકનાયકો ઇન્ડીયન એસોસિયેશનમાં ભેગા થયા અને આ ભયંકર અન્યાય સામે બધાએ એકીકે પરદેશી માલનો બહિષ્કાર જાહેર કર્યો. ૭મી ઓગસ્ટે સ્વદેશી ચળવળની પ્રતિષ્ઠાપના કરવા માટેની ગંજાવર સભા મળી. ૧૬મી અકટોબરે બંગળામાં દરેક ગામડે, શહેરમાં, કસબામાં લોકો ઉઘાડે પગે અને શરીરે શોકનાં ગીતો લલકારતા ફર્યા, તે દિવસે અપવાસ કર્યો અને વન્દેમાતરમના કાન ફાડી નાખે એવા પોકારો વચ્ચે ઇશ્વરને સમક્ષ રાખી સ્વદેશીપ્રચારના સોગન્દ લીધા. શ્રી

પુરૂષ, બાળક બધાએ સરઘસમાં ભળ્યા. સરકારને તોફાનો થશે એની બ્હીક લાગેલી પણ નેતાઓની વિચારશીલતાને પરિણામે તેવું કશુંયે ન થયું.

દેશમાં ભારે હાહાકાર ફેલાઇ ગયો. અરવિન્દ બાબુએ ભારે પગારની ગાયકવાડની નોકરી છોડી દીધી. સરકારી શાળાઓનો પણ બહિષ્કાર પોકાર્યો અને રાષ્ટ્રીય શાળા પાઠશાળાની યોજના ઘડાઇ સ્વદેશી ચળવળ પૂર જોશથી ઉપાડી લેવામાં આવી. બ્રિટિશ માલનો બહિષ્કાર કરી તેને સ્થળે માત્ર હિન્દી માલજ વાપરવો એમ ઠેરઠેર ઉપદેશ થવા લાગ્યો. રાષ્ટ્રીય શિક્ષણની પ્રવૃત્તિ પણ હાથમાં લેવામાં આવી. હજારો લોકોએ વિલાયતી ખાંડ, મીઠું અને કાપડ છોડયાં. છાપાંઓએ જોરભે આ પ્રવૃત્તિઓને પોષવા માંડી. જુગાન્તર શરૂથયું. બ્રહ્મબાંધવ ઉપાધ્યાયે "સંધ્યા દ્વારા" જોરાવર વિચારો અને જુસ્સાદાર ભાવનાઓનો પ્રચાર શરૂ કર્યો. ઇંગ્રેજ સરકાર, હિન્દીવાનોને કદિ પણ ગુલામીમાંથી મુક્ત કરે, કદિ પણ ઉન્નતિને પંથે દોરે એ શક્ય નથી એવા વિચારો ફેલાવા માંડયા. પ્રજાનો સરકાર પરથી વિશ્વાસ છેકજ ઉડી ગયો અને બળવાની વૃત્તિ હૃદયમાં ખૂબ જોરથી ઉત્પાત મચાવવા લાગી. એ વખતે દુનિયામાં ઠેરઠેર ગુલામી અને દમનનીતિ સામે પ્રજાઓ માથું ઉંચકી રહી હતી. રૂશિયામાં સોશિયલિસ્ટ રેવોલ્યુશનિસ્ટની ગુપ્તસમિતિ સ્થપાઇ હતી. ઈ. સ. ૧૯૦૨માં આ સમિતિએ સ્વદેશ પ્રધાન સાયપ્યા-ઝીનનું બોમ્બ ફેંકી ખૂન કરેલું. ઈ. સ. ૧૯૦૩માં ઉફાના તથા-ઈ. સ. ૧૯૦૪માં ફિનલેંડના ગવર્નર પર બોમ્બ પડેલા. તે પછી ફોંપ્લેહ્વ અને ગ્રાંડડ્યુક અલેકઝાંડ્રો

વિચનો પણ ગુપ્ત મંડળોએ ઘાટ ઘડ્યો હતો. આયરલેંડમાં એજ જાતની ચળવળ શરૂ થઇ ચૂકી હતી. કોરિયામાં સ્વતંત્ર મંડળ સ્થાપાઈ ગયું હતું અને સીંગમેન રીની આગેવાની હેઠળ કોરિયાવાસીઓએ પણ પરદેશી સત્તા સામે માથું ઉંચક્યું હતું. ચીનમાં બોક્સર નામના મંડળ તરફથી કેટલાંક ખૂન થયેલાં અને ગોરાઓને ચીન બહાર હાંકી કાઢવાનો પ્રયત્ન ચાલી રહ્યો હતો. ઇજીપ્તમાં મુસ્તફા કામેલ પાશા નવજાગૃતિ જગાવી રહ્યા હતા. આ બધી ચળવળોની અસર હિન્દુસ્તાનમાં થાય, અને બંગાળામાં તેનો આબાદ પડઘો પડે એમાં શી નવાઈ? હજુ અસહકાર જેવી રાજદ્રોહની ખુલ્લી ચળવળની યોજના વ્યવસ્થાસર ઘડનાર કોઇ મહાપુરૂષ જન્મ્યો નહોતો. સરકારની નીતિથી કંટાળી ગયેલા અને ગમે તે રીતે ગુલામીની સાંકળો તોડવા તૈયાર થયેલા નવજુવાનોના ઉપર સમર્થ વ્યક્તિત્વનો પ્રભાવ પાડી, તેમને રસ્તાસર દોરવનાર કોઇ નહોતું.

સરકારે પોતાની દમનનીતિની જાળ બિછાવવા માંડી. જેમ જેમ સરકારના નવાનવા કાયદાઓ પસાર થતા ગયા તેમતેમ વિપ્લવપંથીઓ પણ નવા નવા રસ્તાઓ શોધતા ગયા. વિપ્લવપંથીઓ કંઈ ગમે તેવા રખડતા ભટકતા લેભાગુ માણસો નહોતા પરંતુ તેઓમાં ઘણા ચારિત્ર્યશાળી બહાદૂર અને હોંશિયાર માણસો હતા. જ્વલંત દેશભક્તિ તેમના હૃદયમાં ભભૂકતી હતી. કુરબાનીની ભાવના તેમની રગેરગમાં વહેતી. દેશને કાજે ગમે તેવી આફત વેઠી લેવાને જે તૈયાર થાય, તે સદાસર્વદા વંદનને તો પાત્ર છેજ. વિપ્લવવાદીઓ હરહમ્મેશ બહુ ઉંચા પ્રકારના આદર્શવાદીઓ હોય

છે એમ ઘણી વાર ઇતિહાસે બતાવ્યું છે. ઘણા ઉત્તમ ચારિત્ર્ય વાળા માણસો પણ ઘણી વાર વિપ્લવપંથમાં જોડાયેલા જણાયા છે. ખૂદ મેઝિનિ પણ પ્હેલાં કારબોનારીમાં જોડાયલો. બંગાળાના બૉમ્બવાદીઓના અંતરમાં પણ સ્વાર્થની લાગણી જરાયે નહોતી. તેમને તો જન્મભૂમિની ગુલામીની સાંકળો તોડવી હતી અને તે માટે તેમણે કોઈ પણ પગલાં લેતાં પાછું વળીને ન જોયું.—પતંગ જેમ દિવામાં ઝંપલાવે તેમ ઝૂકાવ્યું.

પરિણામે સરકારનો અત્યાચાર પણ અમાપ થયો. લૉર્ડ મિન્ટો એક પછી એક જુલમી કાયદાઓ પસાર કર્યોજ ગયો. સરકારી ભેદોનો કાયદો, જાહેર સભાબંધીનો કાયદો, છાપાંના છૂટાપણાનો કાયદો, ફાટી ઉઠે એવા પદાર્થને લગતો કાયદો, રાજદ્રોહનો કાયદો એમ એક પછી એક ખૂબ કાયદાઓ પસાર થયા. ઉપરાંત બીજા હુકમો અને સરક્યુલરો દ્વારા બોલવાના અને લખવાના હક ઉપર ખૂબ દાબ મૂકવામાં આવ્યો. બેવકૂફ, અવિચારી જાસૂસોનાં લશ્કરનાં લશ્કર સરકારે પ્રજા પર છોડી મૂક્યા. ખૂદ સરકારી ધારાસભાના કે પાર્લામેન્ટના મુસાફરી કરતા મેમ્બરોનો કેડો પણ આ "હનુમાનજી" ઓ છોડતા નહિ. કેળવણી ખાતા જેવી સંસ્થાઓમાં પણ છૂપી પોલિસનો પગપેસારો થઇ ચૂક્યો. વન્દેમાતરમ શબ્દ બોલવો એ પણ ગુન્હો ગણાય. અમલદારો "વન્દેમાતરમ" શબ્દનો બહુ વિચિત્ર અર્થ કરતા "વાંદરાઓને પકડીને મારો." કેટલાક એમ ધારતા કે મારફાડનો અર્થ સૂચવનારો એ સંકેતિક શબ્દ છે ! ગીતા જેવા પવિત્ર પુસ્તકમાં પણ રાજદ્રોહની ગંધ સરકારને

આવ્યા કરતી અને જડતી લેતાં જો એ ગ્રંથ મળી આવે તો તેને પણ અમૂલ્ય પૂરાવા તરીકે લઇ જવામાં આવતો.



# માણિકતોલા આશ્રમની સ્થાપના

## ( ઉપેન્દ્ર બેનરજી કૃત નિર્બાશિતેર આત્મકથામાંથી)

૧૯૦૬ ના શિયાળાની વાત.

દેશમાં ધમાધમ શરૂ થઈ ચૂકી હતી. ( બ્રહ્મબાંધવ ) ઉપ-ધ્યાય મહાશયે " સંધ્યા " માંથી વાકયોના બોંબગોળા ફેંકવા માંડયા હતા. અરવિન્દ રાષ્ટ્રીય શિક્ષણને સારૂ વડોદરામાંથી નોકરી છોડી આવી ચૂક્યા હતા. બિપિનબાબુ જૂના કોંગ્રેસવાદીઓથી છૂટા પડી ગયા હતા. હું તરતનોજ સાધુગીરીનો સવાદ છોડી પંતુજીપણામાં

મારી મર્યાદાને મારા મનને પરોવી રહ્યો હતો, એટલામાં એક દિવસ અચાનક વન્દેમાતરમ્‌નો એક અંક મારા હાથમાં આવીને પડ્યો. ભારતના રાજદ્વારી આદર્શ વિષે લખતાં લેખકે લખ્યું હતું We want absolute autonomy free from British Control—અમારે બ્રિટિશ અંકુશ વગરની સંપૂર્ણ સ્વતંત્રતા જોઇએ છીએ—આજકાલ તો આ વિચાર બહુ સર્વસામાન્ય થઇ પડ્યોછે પણ તે કાળે તો મોટમોટા રાજદ્વારી પંડિતો પણ એવા શબ્દો હોઠ બહાર કાઢી નહોતા શકતા. છાપામાં આ શબ્દો જોતાં વાંતજ મારૂં હૃદય તો થનથન નાચી ઉઠ્યું. તે વેળાના આગેવાનો દુધમાંને દહિંમાં એમાં પગ રાખીનેજ વાત કરતા. સ્વરાજ્ય વિષે ભાષણ કરતી વખતે સંસ્થાનિક શબ્દ આગળ જોડવાનું ભૂલતા નહિ, જેથી તાળીઓ પણ પડે અને માથા પર તવાઇ પણ ન આવે.

પણ મારા જેવો નસીબનો બળીયો કોણ! છાપાનાં શબ્દો કાનમાં ગણગણ કરતા કરતા છેક ભેજે ચઢી ગયા. રહી રહીને મન કહેવા લાગ્યું. “ ઉઠ, ઉઠ, વખત થઇ ગયો. ” રાતે ઉંઘ તો શાનીજ આવે? સૂતાં સૂતાં નક્કી કર્યું કે આ શબ્દોની પાછળ કંઇ રહસ્ય છે કે નહિ તે તપાસ તો જરૂર કરવી. એ ફક્ત ખાલી પોકળ શબ્દોજ છે કે બીજું કંઈ?

ખબર કાઢવાને બહાર પડતાં જે કંઇ અજબગજબ વાતો સાંભળવામાં આવી તેનાથી હું તો સડકજ થઇ ગયો. પહાડની કોઈ એકાન્ત ગુફામાં લાખ બે લાખનું લશ્કર તલ્વારને સાફસુફ કરી રહ્યું છે, હથિયાર બધા તૈયાર છે. હિન્દુસ્તાનના બધા પ્રાંતો તો ચોક્સ તૈયારછે. ફક્ત બંગાળાજ પાછું પડી ગયેલું છે તેને માટે રાહ જોવાય છે! વાહ વાહ!

જુગાન્તર બહાર પડવું ચાલુ થઇ ગયું હતુ. લોકો એક બીજાના કાનમાં ગૂસપૂસ કરતા કે જરૂર જુગાન્તર વિપ્લવવાદીઓનું મથક છે. વિપ્લવનું નામ સાંભળતાંજ જુગજુગની ભેગી થયેલી રોમાન્સ મારા હૃદયસાગરમાં રેલમરેલ વહેવા માંડી. ફ્રાન્સના રોબસપિયરથી માંડીને આનંદમઠમાંના જીવાનન્દ સ્વામી પર્યંતના બધાં પાત્રો એક પછી એક મારા મનમાંથી સિનેમા પેઠે પસાર થઇ ગયા. આ દેશમાં ક્રાન્તિ કરનાર, ભાવી સ્વતંત્ર હિન્દુસ્તાનના મૂર્તિમંત લડવૈયાઓ કયી શ્રેણીના જન્તુ છે તે જોવાને મન ટાંપી રહ્યું. હું ઘરને ખુણે ડોશીમા પેઠે ગુપચૂપ બેસી રહું અને બીજા બે ચાર જણુ મળી રતોવઇ ભારતને સ્વતંત્રતાને શિખરે પહોંચાડી દે એ કેમ જોયું જાય વારૂ ?

કલક-તે જુગાન્તર ઓફિસે આવી જોયું તો ૩–૪ જુવાનો એક ફાટી તૂટી માદરપાટની ચાદર પર બેસી હિન્દુસ્તાનનો ઉદ્ધાર કરવાના કામમાં લાગી ગયા હતા. જુદ્ધના સરંજામના અભાવે મન જરા પહેલાં ગભરાયલું લાગ્યું–પણુ તે બે ચાર મિનિટ સારૂજ. ગોળાગોળીનો અભાવ તેઓ શબ્દોથી અને વાક્યો દ્વારા પૂર્ણ કરતા હતા. એટલું જોયું કે લડીને ઇંગ્રેજને દેશમાંથી હાંકી કાઢવા એ કંઇ બહુ મોટી વાત નથી એ બાબત બધાની એકસરખી ખાતરી હતી. કાલે, નહિ તો પરમ દિવસે પણુ જુગાન્તર ઓફિસ પોતે ગવર્મેંટ હાઉસ નું સ્થાન લેશે એ બાબત કોઇને જરાયે શક ન હતો. બોલીચાલી અને ચાળા ચસ્કામાંથી આપણે એટલું સમજ્યા કે બધાની પાછળ કોઈ મોટી દેશવ્યાપી હિલચાલની તૈયારી તો હોવીજ જોઇએ.

બે ચાર દિવસ ગલ્લાંતલ્લાં મારતાં આખરે જુગાન્તરના

કામદારો સાથે સેવકની પિછાન થઇ. જોયું તો બધા, સાવ લંગોટિયા ભમતારામ હતા. દેવવ્રત (પાછળથી સ્વામી પ્રજ્ઞાનન્દજી) બી. એ પાસ થઈ કાયદાનો અભ્યાસ કરતા હતા એવામાં અચાનક દેશના ઉદ્ધારનો ધંધો જાગેલો જોઇ કાયદો મૂકયો અભરાઇએ અને દોડયા જુગાન્તરનું તંત્રીપદું કરવા. સ્વામી વિવેકાનંદના ભાઈ ભૂપેન્દ્ર દત્ત પણ તંત્રીમહોદય બન્યા હતા—અને આ બધા દિવાનાઓની ગૃહિણીરૂપે અવિનાશ બાબુ હતા. જુગાંતરની મેનેજરીથી માંડીને ઘર સંસારના મીઠુંહળદરની વ્યવસ્થા કરવાનું એને માથે. બારીન્દ્રની સાથે મુલાકાત થતાં વાર લાગી કારણ એ ભાઇસાહેબતો મેલેરીયાથી બળતા જળતા દેવગઢ ભાગી ગયેલા હતા. પછી તેનું મુઠ્ઠીભર હાડકા પર કરમાયેલું ચામડું મઢયું હોય તેવું સૂકલકડી શરીર, ખેતર જેવું મોટું કપાળ, લાંબી મોટી આંખો અને ભારેખમ નાક જોઇ આપણને થયેલું કે કલ્પના અને ભાવના આવેશમાં અસંભવિતને પણ સંભવિત બનાવે એમાંનો એ માનવી હોવો જોઇએ ! ગણિતના ખપ્પરમાં ભોગ પડી કોલેજ તજી, સારંગી બજાવી, કવિતા રચી, પટણામાં ન્હાની દુકાન ખોલી એણે કંઈ જેવી તેવી નામના મેળવી હતી ? મોટા લોકનું બચ્ચું, પણ બ્રહ્મદેવની મહેરબાનીની રાહે દુ:ખદળદરની દોસ્તીનો ખાસ લાભ પામેલું. ખાસી પચાસ રૂપિયાની ગંજાવર પુંજી લઈ જુગાન્તર ચલાવવાનું શરૂ કરનાર તે એ. મુલાકાત થતાંજ બે દિવસમાં એણે તો સેવકને ખાતરી આપી કે હિન્દુસ્તાન દશ વરસમાં સ્વતંત્ર બનશેજ બનશે.

દેશની સેવાની આવી અણમોલી તક તે ગુમાવાય ? આપણે પણ મુકામેથી ગાંસડા પોટલાં લાવી જુગાન્તરમાં અડ્ડો જમાવી બેઠા.

થોડે દહાડે દેવવ્રત નવશક્તિમાં ગયો. ભૂપેન-દા પૂર્વ બંગાળા-

માં ભટકવા સંચર્યા. એટલે જુગાંતરનો ભાર આવ્યો મારી અને બારીન્દ્રની ઉપર. ચાલો, આપણે પણ કામ કરવા ગોઠવાયા.

બંગાળામાં કંઇ અપૂર્વ યુગ મંડાયો હતો. આશાના નિશામાં બંગાળી જુવાનિયાઓ ચકચૂર બનેલા અને કંઇ કંઇ રાતુંપીળું જોઇ રહેલા. "લક્ષ પરાણે (પ્રાણે) શંકા ના માને ના રાખે કાહારો ઋણ" કોઇ સુધન્ય સ્પર્શે બંગાળીનો ઉંઘતો આત્મા સફાળો જાગી ઉઠ્યો હતો. કોઇ અજાણ્યા દેશના પ્રકાશે આવી તેના ઉરનાં જુગ જુગનાં અંધારાં વામ્યાં હતાં. "જીવન મૃત્યુ પાયેર ભૃત્ય ચિત્ત-ભાવનાહીન" રવીન્દ્રબાબુએ આંકેલી છબી તે વેળાના બંગાળી નવજવાનનીજ. સાચેસાચું, તે વેળા એક જાતની જ્વલંત શ્રદ્ધા અમારા મનમાં જાગી ઉઠી હતી. અમેજ સત્ય; ઇંગ્રેજનાં તોપ, મશીનગન, પલ્ટણ, દારૂ ગોળો—સબકુછ માયાની છાયા. એ માયા ની કારીગરી—જાણે પાનાંનો બંગલો. અમારી એક ફૂંકથીજ ઉડી જશે ! હા હા હા ! અમારા પોતાનાં લખાણ વાંચી અમેજ ચમકી ઉઠતા. મનમાં થતું કે દેશનો પ્રાણપુરૂષજ અમારી કલમ મારફત અંતરના ઉંડાણમાંથી વેણ ઉચ્ચારી રહ્યો છે !

જોતજોતાંમાં જુગાન્તરની ગ્રાહકસંખ્યા ધમધોકાર વધવા લાગી. એક હજારથી પાંચ હજાર, પાંચથી દશ અને એક વરસની અન્દર દશથી વીશ સુધી પહોંચી ગઇ. છાપખાનું નાનું પડયુ. ચોરી છૂપીથી બીજે છપાવી લાવ્યા વિના છૂટકોજ નહોતો!

ઘરને ખુણે એક ભાંગ્યા તૂટયા બાકસમાં જુગાંતરના વેચાણની રકમ રહેતી. કોઇ વેળા તેને તાળું મારતાં મેં કોઇને જોયો નથી. કેટલા રૂા. આવતા અને કેટલા જતા તેનો હિસાબ પણ

કોઇ ન રાખે. જુગાંતરમાં બીજા અનેક જુવાનિયાઓ આવતા, જમતા, રહેતા. તેમનું ક્યાં ના છે, ને શું કરેછે એ કોઈ પૂછતું ગાછતું નહિ. માત્ર એટલું સૌ જાણતા કે તેઓ "સ્વદેશી" છે–એટલે અમારાં સગાં ગણાય.

બહાર જતી વેળા ઘરની બહાર એકાદ બે માણસને ઘણી ખરી વાર ઉભેલા જોતા. અમે નજરે પડતાંજ કોઈ આકાશ તરફ જુએ, કોઈ પાસેના હોટલમાં ઘુસી જાય, કોઇ સીસોટી પાડતો પાડતો જાણે કશામાંજ ન હોય તેમ ચાલ્યો જાય. કહેવાતું કે એ લોકો સી. આઇ. ડી મંડળના ભૂદેવો છે! સિ. આઈ. ડી! હુ ઉ ઉ ઉ ... ! ખાંડ ખાય ખાંડ!

એમ દિવસ વીતવા લાગ્યા. એક દિવસ સરકાર બહાદૂરની તરફથી ચિઠ્ઠી આવી કે જુગાંતરમાં જે લેખો આવે છે તેમાં રાજ-દ્રોહનું વલણ દેખાય છે. ભવિષ્યમાં એવું ફરીથી થશે તો કાયદાની ચુંગાલમાં આવી જશો. અમારૂં હસી હસીને પેટ દુઃખી જતું. કાયદો કોનો બાબા? અમે ભારતના ભાવી સમ્રાટ, ગવર્મેંટ હાઉ-સના ઉત્તરાધિકારી–અમને કાયદાનો હાઉ કોણ બતાવે?

પણ એક દિન ખરેખરો વાઘ સપડાયો. ઇન્સ્પેકટર પૂર્ણ લાહિડી થોડાક હવાલદારોને લઇને અમારી જડતી લેવા આવ્યા. જુગાંતરના તંત્રીને પકડવાનો પરવાનો પણ તેની પાસે હતો. પણ તંત્રી કોણ? હું, તું, તે સઘળા "હું હું" કરવા લાગ્યા. આખરે ભૂપેન્દ્રને જરા ભારેખમ અને ખાસી લાંબી દાઢી વાળો જોઈ તેનેજ તંત્રી તરીકે ગણવાનું હવાલદાર સાહેબોએ ઠરાવ્યું. અને જ્યારે અદાલતમાં ભૂપેન્દ્રે પોતાનો બચાવ કરવાનો યત્ન ન કર્યો ત્યારે આખા દેશના

જુવાનિયાઓમાં હાહાકાર મચી ગયો. આ તો કંઇ નવીજ તરકીબ! ભૂપેન્દ્ર ગુન્હો કબૂલ કરી છુટી જાય, એવું કરવા સરકારે ખૂબ પ્રયત્ન કીધો, પણ ભૂપેન્દ્ર જેનું નામ! બાપડા કિંગ્સફોર્ડ સાહેબે આખરે તેને એક વરસ માટે જેલમાં હડસેલી દીધો.

ત્યારથી દેશમાં રાજદ્રોહના કેસ પર કેસ થવા લાગ્યા, ત્રીજેજ અઠવાડીયે અમારા પર બીજો કેસ લાગૂ થયો અને છાપનાર તરીકે વસંતકુમારને મોસાળ જવું પડ્યું.

એક પછી એક બીજાઓએ પણ સરકારની મહેમાનગીરી સ્વીકારી; એટલે બારીન્દ્ર કહે, "આમ નુકસાન વેઠયે કંઇ પાર નહિ આવે, વાક્યબાણથી કંઈ આ સરકાર વિંધાઇ મૂર્છિત થઈ પડે એમ લાગતું નથી. જે વિચારોનો પ્રચાર કર્યો તેને કંઈ હવે અમલમાં મૂકી બતાવીએ ત્યારે વળે." એ સંકલ્પમાંથી થઇ માણિકતોલા આશ્રમની સ્થાપના. માણિકતોલામાં બારીન્દ્રની એક વાડી હતી. એક નવી ટુકડીને માથે જુગાંતરનું કામ નાંખી થોડાક ચૂંટેલા વિણેલા જુવાનિયાઓ સાથે ત્યાં એક નવો અખાડો ઝમાવવો. જેને સંસારમાં કોઈ જાતનાં બંધન ન હોય, અને હોય તોયે સ્હેજ પણ ચચણાટ વિના તેને તોડી નાંખી શકે એવાઓનેજ ભેગા લેવાનું ઠર્યું. પણ ધર્મવૃત્તિ ન કેળવાય તો એવી જાતનું ચારિત્ર્ય પ્રાપ્ત નહિ થાય એમ લાગવાથી ત્યાં ધર્મશિક્ષણની ગોઠવણ કરવાનું નક્કી કર્યું. આપણને તો કંઈ ઝાઝી શ્રદ્ધા નહોતી પણ બારીન્દ્રનો આગ્રહ હતો એટલે અમે બંન્ને એક સાધુની ખોળમાં ગુજરાત તરફ ગયા. × + ×

બારીન્દ્ર પાછો ફર્યા પછી આશ્રમ માટે નવી જગા ખોળવાને

પ્રયત્ન કર્યો પણ સંતોષકારક સ્થાન ન મળવાથી માણિકતોલામાંજ કામ ચાલૂ કર્યું. અમે શરૂ કર્યું, ત્યારે ચારપાંચથી વધારે નહોતા. હાથમાં એક દમડી નહોતી. બધા ઘરબાર છોડીને ભાગી આવેલા એટલે માબાપ પાસે કંઇ મેળવવાની આશા પણ નહિ. બીજું કંઈ તો ચૂલામાં ગયું પણ બે મુઠ્ઠી ભાત અને ચપટી દાળ તો દરેકને માટે જોઇએ ને ! એએક જણાએ થોડાથોડી માસિક મદદ કરવા કબૂલ્યું અને બાકીને માટે વાડીમાં લિલોતરી વાવી તેમાંથી ખરચ નિભાવવાનું નક્કી કર્યું. વાડીમાં કેરી, જાંબુ વિગેરે ઝાડ હતાં તો ખરાંજ. અને અમને કંઇ દાળભાત ને એક શાક શિવાય બીજાં કશાંની જરૂર નહોતી. ઘણી ખરી વાર દાળમાંજ બે ચાર બટાકા નાંખી દેતા અને શાક વગર ચલાવતા. વખત ન હોય તો ખીચડું બાફતા. મોટી સગવડ તો એ નીકળી, કે બારીનદાદા ઘોરતમ બ્રહ્મચારી હતા. એટલે મચ્છી કે કાંદાને ઘરમાં પ્રવેશ પણ કરવાનો અધિકાર નહોતો અને તેલમરચાંની પણ બંધી. એટલે ખરચે શું થાય?

પૈસા કમાવાનો એક નવો રસ્તો બારીન્દ્રે શોધી કાઢયો—હંસ અને મરઘાં પાળવાં. થોડાંક વેચાતાં પણ આણ્યા. પણ તેનાં ઈંડાં હાથમાં આવવાને બદલે પ્રાણીજ ધીમે ધીમે ઓછાં થવાં લાગ્યાં. શિયાળવા ખાઇ ગયા, અને ચોટ્ટાઓ ચોરી ગયા. પાડપડોશી પણ મરઘાં પાળવા સામે વાંધો ઉઠાવવા લાગ્યા. એક જણ તો ખાઇપીને મંડયો, તે ખાસ્સું હિન્દુધર્મ વિષે બે કલાકભર ભાષણ કરી ગયો. એટલે છેવટે બાકીના મરઘાં કુકડાં વેચી નાંખ્યાં. પેલા મહાશયનું નામ ભૂલી ગયો છું, નહિતો સનાતન ધર્મસભાને લખી એકાદ ઇલ્કાબ તેને અપાવત,

અમને બીજો ખરચ ચ્હાનો હતો. ચ્હા વગર તો સારો સંસાર ફીકોફચ, તદ્દન અસાર–અનિત્યજ લાગે. બારીન્દ્ર ચહા બનાવવામાં ભારે ઉસ્તાદ. તેના હાથની ગુલાબી ચા ભાંગેલા નાળિયેરના કાચલાંમાં રેડી આંખ મીંચીને તેની તારીફ કરતાં કરતાં ઢીંચતા, ત્યારે મનમાં થતું કે હિન્દુસ્તાનના ઉદ્ધારને હવે જેટલા દિવસ બાકી છે તેટલા દિવસ ચહા પીપીનેજ કાઢીશું.

પહેલેજ દિવસે, કાયદો જાહેર કર્યો કે હાથેજ રાંધીને ખાવું. રાંધવાનું નામ સાંભળીને બે ચાર જણ તો ઉભી પૂંછડીએ નાસીજ ગયા. રોજ ઘેર માબ્હેનનું રાંધ્યું સવાદ લઈ લઈને ખાધેલું. સાધુ થયો ત્યારે પણ પારકી મહેનતેજ પરમાનંદ કરેલો. તે આ આફત આવી પડી એટલે પાકશાસ્ત્રના ઉંડાઉંડા રહસ્યો અને ભેદોમાં સેવકને પણ ઉતરવું પડયું. ઘરનું બીજું કામકાજ કપડાં ધોવા વિગેરેનું પણ હાથેજ કરી લેવાનું રાખ્યું હતું.

ધીમેધીમે બંગાળાના જુદાજુદા જીલ્લાઓમાંથી મળી લગભગ વીસબાવીસ જુવાનિયા ભેગા થયા. મોટાઓ કામકાજ કરતા, અને નાનાઓ વાંચવાનું લખવાનું કરતા. બધાએ સાહસિક તોફાની વૃત્તિના હતા. થોડાક વખત બાદ ઉલ્લાસકર અમારી સાથે આવીને ભળ્યો અને અમે નામદાર કિંગ્સફોર્ડ સાહેબને એક પછી એક અધિપતિઓને જેલમાં મોકલતા જોઈ એન્ડ્રુ ફ્રેઝર સાહેબને સ્વધામ પહોંચાડી દેવાની યોજના કરી.

* સમાપ્ત *

# હજારો નીરાશામાં આશાનું એક કિરણ

જ્યારે તમો તમારા કોઈ પણ જાતના જડ ઘાલી બેઠેલા હઠીલા દરદ માટે પૈસા ખરચી કંટાળ્યા હો ! અને દવા વાપરી વાપરી આખરે " મારૂ દરદ નહિ મટે " એવા નીરાશાના વિચાર વમળમાં પડ્યા હોય તો છેવટે એક વાર રાજપારડી વાળા પ્રખ્યાત હકીમજી નાથાભાઈ અબદુલ્લાજી ખત્રીના–

## યુનાની દવાખાનાની મુલાકાત લેશો

**આ દવાખાનામાં સ્ત્રી પુરૂષ અને બાળકોની તમામ બીમારી નાડી તપાસી દરદને બરાબર રીતે ઓળખી ચિકીત્સા કરવામાં આવે છે સેંકડો સરટી ફીકટો તૈયાર છે મગો અથવા ત્રણ આનાની ટીકીટ બીડી કસતુરીની સો ગોળી મંગાવી અજમાવી જુઓ.**

## હકીમજી નાથાભાઈ અબદુલ્લાજી ખત્રી

હેડ ઓફીસઃ—

યુનાની દવાખાનું, રાજપારડી ( અંકલેશ્વર થઈને )

## પ્રત્યેક મનુષ્યે પોતાની પાસે રાખવા લાયક થોડાં ઉપયોગી પુસ્તકો.

### પ્રાણાયામ

પ્રાણાયામ સંબંધી સંપૂર્ણ માહીતી આપનાર લોકપ્રિય ગ્રંથ આવૃત્તિ બીજી. મૂલ્ય આના બાર

### મનઃકામના પૂર્ણ કરવાનો માર્ગ

સંકલ્પ શકિતના પ્રભાવ દર્શાવી મનુષ્યને જોઇતુ સુખ અપાવનાર ગુજરાતી ભાષામાં અત્યુત્તમ ગ્રંથ ચીકણા ગ્લેજ કાગળ પાકું પૂઠું. મુલ્ય રૂા. બે.

### પ્રાણ ચિકિત્સા

સોનાની ખાણ જેવા કિમતી જીવનવર્ધક ઉપાયો તથા ક્રિયાઓને દર્શાવનાર પુસ્તક. બીજી આવૃતી મૂલ્ય ચાર આના

### સૂતસંહિતા

સમગ્ર ધર્મશાસ્ત્ર અને વેદાંતનો સર્વોપરી ગ્રંથ મૂલ્ય રૂા. બે.

### કાવ્ય કુસુમ.

જ્ઞાન તત્વવિચાર અને પદોનો સંગ્રહ મૂલ્ય આઠ આના

### વિશ્વજયોતિ

સુખ, સંપત્તિ, જ્ઞાન અને આરોગ્યપ્રાપ્તીના વિષયોને ચર્ચનાર ઉપયોગી પત્ર. વાર્ષિક લવાજમ રૂા.૩-૦-૦ નમુનાનો અંક મફત

**વિશ્વજયોતિ કાર્યાલય. અડાજણ. સુરત.**

આ અંકનો વધારો.

# ગાંડીવ
# સાહિત્ય મંદિર

૧૮૦—કેળાપીઠ, સુરત.

## ઉદ્દેશો.

(૧) શુદ્ધ, શિષ્ટ અને રાષ્ટ્રીય સાહિત્ય લખાવવું તેમજ બહાર પાડવું. (૨) એવાં ઉત્તમ સાહિત્યનો પુસ્તકો, પત્રિકાઓ અને ચોપાનીયાં દ્વારા પ્રચાર કરવો. (૩) અન્ય સંસ્થાઓને સારાં પુસ્તકો મેળવી તથા લખાવી આપવાં. (૪) લેખકો, અનુવાદકો અને કવિઓને ઉત્તેજન આપવું. (૫) સમાજમાં પ્રસરેલાં ગંદા શૃંગારી સાહિત્યને દૂર કરવા પ્રયત્ન કરવો. અને તેને સ્થાને બોધદાયક રમૂજી તથા સ્વદેશાભિમાની સાહિત્યને ફેલાવવું. (૬) હિંદી ભાષાનો પ્રચાર કરવા પ્રયત્ન કરવો.

ગાંધી ગ્રંથમાળા—૧

# ગાંધીજીનો જેલનો અનુભવ

"જેમ જેમ દહાડો વધતો ગયો, તેમ તેમ કામનો બોજો વધારે વધારે જણાયો. દરોગો બહુ તીખો હતો. 'ચલાવો ચલાવો' એવા પોકાર કરી રહ્યા હતે તેમ તેમ હિંદી ગભરાતા હતા. કેટલાકને મેં રોતા પણ જોયા. એક જણનો પગ સૂઝેલો જોયો. મારૂં દિલ આથી રડતું. છતાં હું સહુને કહેતો હતો કે દરોગાની દરકાર ન રાખતાં સૌએ સાચા દિલથી કામ કરવું. હું પોતે પણ થાકયો. હાથમાં ફોલ્લા સખત પડયા. તેમાંથી પાણી ચાલ્યા. વાંકુ વળવું એ મુશ્કેલ હતું, અને કોદાળીનો ભાર મણ જેટલો જણાયો. હું તો ઈશ્વર પાસે માંગ્યા કરતો હતો કે મારી લાજ રાખે, મને અપંગ ન કરે, ને હું કામ બરાબર કરી શકું એટલું મને જોર આપે. * * દરોગો મને ઠપકારવા લાગ્યો. * * આ વખતે મિ. ઝિણાભાઈ દેસાઇને મેં મૂર્ચ્છિત થતા જોયા...........

આ વર્ણન ગાંધીજી કૃત મારો જેલનો અનુભવ નામના પુસ્તકમાંથી અત્રે આપવામાંથી આવ્યું છે. એનું જ ખેંચાણકારક ચિત્ર તેમજ ગાંધીજીની બે જુદા જુદા ફોટા વાળી આવૃત્તિ બહાર પડી છે. આજેજ સાડા નવ આનાની ટિકીટ બીડી મોકલો.

ગાંધી ગ્રંથમાળા—૨

# શિવદયાળની શોધ

"આ સંસારમાં સત્યથી બીજો કોઇ ધર્મ નથી. જેઓ લાલચોને વશ થઈ સત્ય ચૂકે છે તેઓ કદી સુખી હોતા નથી, દુનિયાની નજરે તેઓ અનેક પ્રકારની મોજ મ.ણતા જણાય છે, પણ અંદરથી તો તેમનું દુઃખ તેઓજ જાણે છે. વળી દુનિયાની મોજમઝા તો ચાર દિનની ચાંદનીની જેમ નાશ પામી જાય છે. ત્યારે તેમના દુઃખનો પાર રહેતો નથી, લાખો માણસ અસત્ય માર્ગે ચાલીને દુઃખી થાય છે તો પણ કોઇકજ સત્ય રસ્તે ચાલવાની હોંસ કરે છે. જે સત્ય રસ્તો પકડે છે તે સુખી છે. એવા સત્યવાનના દર્શન થવા એ પણ ચઢતા નસીબની નિશાની છે."

"બાપા, મને એવા સત્યવાનના દર્શન ન થાય?" શિવદયાળે પોતાના પિતા શાંતિદાસને પૂછ્યું.

દીકરાના સવાલથી ખુશી થઇને તેણે જવાબ આપ્યો કે—"થઇ શકે દીકરા ? ભાગ્યમાં હોય તો."

આ રીતે શરૂ થતી ટોલ્સ્ટોયની આ ચાનકદાર અને રસિલી વાર્તા (જે તમારા બાળકને વાંચ્યા વિના નહિજ ચાલે) આફ્રિકામાં ગાંધીજીના ઈંડિ. ઓપિ. નામના છાપામાં પ્રગટ થઇ હતી. છુટ્ટથી લ્હાણી કરવા લાયક છે. અઢી આના ટ. ખ. સાથે.

# ઈજીપ્તનો ઉદ્ધારક

આ પુસ્તકમાં મહાત્મા ગાંધીજીએ લખેલું ઇજીપ્તના મહાન દેશભક્ત મુસ્તફા કામિલ-પાશાનું જીવનચરિત્ર આપ્યું છે, તેમજ મહાત્મા ગાંધીજીના પરમપ્રિય લેખક મહાત્મા ટોલ્સ્ટો-યની બે રસિલી વાર્તાઓ અને આફ્રિકાના સત્યાગ્રહનો ઈતિહાસ આપ્યો છે. પાકું પૂઠું ૧૦૮ પૃષ્ઠ છતાં કિમ્મત છ આના રાખેલી છે. બહારગામથી મંગાવનારે સાડા સાત આના-ની ટિકીટ બીડવી. મહાત્મા ગાંધીજીનો સત્યા-ગ્રહ સૈનિક તરીકેનો ઘણોજ જોવા લાયક તથા સંઘરી રાખવા રાખવા લાયક ફોટો પુઠાં પર છાપવામા આવ્યો છે-

મજબુત સુંદર બાઈડીંગવાળું આ પુસ્તક દરેક લાયબ્રેરીમાં હોવુંજ જોઈએ. શું તમે આ પુસ્તક વાંચ્યા વિના રહેશો ?

ગાંધી ગ્રંથમાળા—૪

શબ્દે શબ્દે, બોધ;

વાકયે વાકયે,————

નીતિનાં રહસ્યોનો સ્ફોટ;

————પ્રકરણે પ્રકરણે

પરમ ગૌરવમયી,

ગૂઢ ગંભીર,

પ્રભાવશાળી વિચારસરણી

ભર્યું

મહા મહિમામય ગ્રંથરત્ન

# નીતિધર્મ અને સર્વોદય.

લખનાર

મોહનદાસ ગાંધી.

ન મંગાવ્યું હોય, તો આજેજ લખો. કલામય પદ્ધતિથી છાપેલું આંખે ઉડીને વળગે એવું દેખાવડું પુસ્તક

કિમ્મત આઠ આના. ટ. ખ. દોઢ આનો.

ગાંધી ગ્રંથમાળા—૫

# મૂરખરાજ વિગેરે

ભાગ પડયા અને ભાઈઓ ન લડયા એ સેતાનને બહુ વસમું લાગ્યું. તેણે તેના ત્રણ ગુલામોને બોલાવ્યા અને બોલ્યો; "પેલા ગામમાં મુર્ખો ને તેના બે ભાઈઓ વસે છે. દુનિઆના રિવાજ પ્રમાણે તો તેઓએ ભાગલા પાડતાં લઢવું જોઈતું હતું, તેને બદલે તેઓ સંપીને રહે છે. આનું કારણ પેલા મુર્ખાની મુર્ખાઈ શિવાય બીજું કાંઇ નથી. તેણે આપણું કામ બગાડયું છે. હવે તમે ત્રણ જણાઓ ત્રણ ભાઈની પાસે જાઓ અને તેઓને એક બીજા સામે એવા ચઢાવો કે તેમની વચ્ચે લોહીની નદી ચાલે ત્યાં લગી લડે. બોલો. આ કામ તમારાથી બનશે કે નહિ?"

તેઓ બોલ્યા, "હા સાહેબ કેમ નહિ બને?

સેતાને પૂછયું "કહો તમે કેમ શરૂઆત કરશો?"

ગુલામોએ જવાબ આપ્યો: "એ તો સહેલ છે. પ્રથમ અમે તેઓને પાયમાલ કરીશું, અને જ્યારે એકેકના ઘરમાં સુકી રોટલીનો ટુકડો સરખો પણ નહિ હોય. એટલે તેઓ ભેગા થાય એમ યુકિત કરશું. કહો પછી કેમ તેઓ અરસપરસ વેર વિના રહી શકવાના?"

ગાંધીજી કૃત "મૂરખરાજ" ની વાર્તામાંથી.

કિમ્મત આઠ આના ટ ખ દોઢ આનો

# અમૂલ્ય ઉત્કૃષ્ઠ પુસ્તકો

| | |
|---|---|
| ગાંધીજીના પત્રો ( ખુલ્લા ) | ૦-૬-૦ |
| " " ( ખાનગી ) | ૦-૬-૦ |
| ગાંધીજીનું મનોમંદિર | ૦-૧૦-૦ |
| અલિખીરાદરોનો મુકદમો | ૧-૦-૦ |
| સત્યાગ્રહ | ૦-૬-૦ |
| ગાંધીજીનું ચરિત્ર | ૦-૬-૦ |
| પાંડવગુપ્ત નિવાસ | ૦-૧૦-૦ |
| વિદ્યાર્થી આલમને | ૦-૩-૦ |
| હાય આસામ ! | છપાય છે. |
| મોતીલાલ ઘોષ | ૦-૪-૦ |
| દેશબન્ધુ દાસ | ૦-૧૨-૦ |
| સ્વદેશ ગીતામૃત | ૦-૪-૦ |
| સીતા વનવાસ | ૦-૧૦-૦ |
| રાષ્ટ્રીય ગરબાવળિ | ૦-૪-૦ |

ટપાલ ખરચ જુદો.

---

ગાંડીવ મુદ્રણાલય, સુરત
માં
ઈશ્વરલાલ વીમાવાળાએ છાપ્યું